# શ્રી પ્રતિક્રમણ સૂત્ર

: : અર્થ અને સંવાદો સહિત : :

સંવત ૧૯૮૫

ઈ. સ. ૧૯૨૯

આવૃત્તિ ચોથી

પ્રત ૧૦૦૦

લેખક અને પ્રકાશક

**મંગળજી હરજીવન ચિતલીયા**

જૈન બુકસેલર : માંગરોળ–કાઠીયાવાડ

यादृशी भावना यस्य सिद्धिर्भवती तादृशी

कल्लाण कम्माण न मोक्ख अत्थि

दुल्लहे खलु माणुसे भवे



ॐ

॥ "अ, सि, आ, ऊ, साय, नमः" ॥

# શ્રી પ્રતિક્રમણ સૂત્ર

## અર્થ અને સંવાદો સહિત.

લેખક અને પ્રકાશક

મંગળજી હરજીવન ચિતલીઆ

જૈનબુકસેલર, માંગરોળ.

(સત્યપ્રકાશ ભા. ૧ અને ૨; વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૧ અને ૨; રાગદ્વેષનું સ્વરૂપ, મનહર માળા, સંવાદોવાળું સામાયિક સૂત્ર ઇત્યાદિના કર્તા)

લ્હાણી પ્રભાવના કે જૈનશાળા માટે યોગ્ય કમીશન

કિં. ૦-૮-૦

जननी जन्मभूमिश्च स्वर्गादपी गरियसी

# સંસારની અનિત્યતા

સંસાર સમજી લે શાણાં, મુસાફરખાનું રે;
કોઈ નથી ટકયું અને, નથી ટકવાનું રે... મુસાફર...સં.
સગા ને સંબંધી તારા, પંખીનો છે મેળો રે;
કાલ તો સવારે ઉઠી, તારે તો જવાનું રે... મુસાફર...સં.

સંસારનાં આ ધામમાં, વિશ્રામ છે ઘડી ચારનો;
છેડો ન આવે કામથી, પલવાર નહિ આરામનો.
આળસ તજીને તું ભજીલે, મંત્ર શ્રી નવકારનો;
જાવું જરૂર પડશે ઉઠી, ડંકો થતા દરબારનો.

દુર દેશ છે તારો પ્યારા, અરે પરદેશી શાણાં;
તારૂં ધાર્યું તે તો ભાઈ, ન્યારૂં થવાનું રે... મુસાફર...સં.
સત્યની સિરોઈ નીતિ, જળભરી રાખ શાણાં;
ભગવંત ભજનમાં તારૂં, ભલું તો થવાનું રે... મુસાફર...સં.

જે અનુભવ નહોતો તે થયો, શું ધારીએ શું થાય છે;
આશા નિરાશા વાદળીનાં, રંગ શા બદલાય છે.
મનસુબાનાં મહેલ બાંધી, પ્રાણીઓ પરતાય છે;
ખોટો ખલકનો ખેલ સાચો, ભ્રાન્તિથી ભરમાય છે.

સત્યની સિરોઇ નીતિ, જળ ભરી રાખ શાણાં;
ભગવંત ભજનમાં તારૂં, ભલું તો થવાનું રે... મુસાફર...સં૦

(મળેલું.)

મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ—અમદાવાદ.
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક.

# સત્ય વચનો



**पडिक्कमणेणं भंते ! जीवे किं जणयइ ?**

**ભાવાર્થ:**—હે પરમ પૂજ્ય ! પ્રતિક્રમણ કરવાથી જીવને શું ફળ ઉપજે ?

*　　*　　*

**पडिक्कमणेणं वयछिद्दाइं विहेइ, विहियवयछिद्दे पुण- जीवे, निसद्धासवे असबल चरित्ते, अठसुपवयण मायासु उवक्त्ते अपुहत्ते, सुपणिहिए विहरइ.**

**ભાવાર્થ:**—હે શિષ્ય ! અતિચારાદિ છિદ્રો ઢાંકે અર્થાત્ છિદ્ર રહિત થાય, તેથી આ જીવ હિંસાદિક આશ્રવનું આવાગમન રોકે, નિર્મળ ચારિત્ર પાળી શકે, આઠ પ્રવચનને વિષે સાવધાન રહી શકે, સંયમ પાળવામાં આળસ રહીત રહે; એટલે સન્માર્ગને વિષે ઇંદ્રિયોને સ્થાપિત કરીને સંયમ જીવન નિર્વહે.

ઉત્તરાધ્યયન ૨૯. પ્રશ્ન ૧૧.

*　　*　　*

**पोरिसीए चउब्भाए, वंतिदाणं तओगुरु, पडिक्कमित्ता कालस्स, सेज्जं तु पडिलेहए.**

**ભાવાર્થ:**—ચોથા પોરનાં ચોથા ભાગને વિષે ગુરૂને વાંદી સમય જોઈ શય્યાભૂમિનું પડિલેહણ કરી પ્રતિક્રમણનો આરંભ કરવો.

ઉત્તરાધ્યયન અ. ૨૬.



કોઇ પણ શુભ પ્રસંગે લ્હાણી, પ્રભાવના, કે ઇનામ માટે નીચેનાં ઉપયોગી પુસ્તકો અમારી પાસે તૈયાર છે.

---

**જ્ઞાનસાગરઃ**—( આવૃત્તિ ૫ર્મી. ) સામાયિક, પ્રતિક્રમણ, છકાય, નવ તત્વ, લઘુ દંડક, ગતાગત, ગુણ સ્થાનક મોટો બાસઠીયો, કર્મ પ્રકૃતિ. અઠાણું બોલ, જીનાંતરા, છ આરાનાં બોલ, ભકતામર, કલ્યાણમંદીર, રત્નાકર પચીસી, આત્મસિદ્ધિ શાસ્ત્ર, અને અધ્યયનો વિગેરેથી ભરપુર. પાકું પુંઠું, સુંદર કાગળ કિં. રૂા. ૧–૮–૦

**જ્ઞાનભંડારઃ**—ઉપરનાં વિષયોથી ભરપુર સુંદર બાંધણી, સુંદર લખાણ, પાકું પુંઠું કિં. રૂા. ૧–૮–૦

**રત્નપ્રભા કનકશ્રી ચરિત્રઃ**—બ્રહ્મચર્યની ઓજસમય શક્તિનું પ્રદર્શન કરાવનાર આ રાસ આત્મોન્નત્તિ માટે એક માર્ગદર્શક છે. વિદ્વાન મુનિશ્રી આંબાજી સ્વામીનાં હાથથી લખાએલ છે. પાકું પુંઠું સુંદર કાગળ ને સુંદર છાપકામ કિં. રૂા. ૧–૮–૦

**સ્વર્ગ જયાતઃ**—ગૃહસ્થાશ્રમનાં દરેક નિયમો આધ્યાત્મિક દૃષ્ટિએ ઉકેલી લેખકે આ પુસ્તકમાં ઘણો સારો પરિશ્રમ ઉઠાવેલ છે. પાકું પુંઠું કિં. રૂા. ૧–૮–૦

**વૈરાગ્યશતક ઉત્તરાર્દ્ધઃ**—ભર્તુહરી શતકનાં પચાસ શ્લોકનું ભાષાંતર દાખલા દલીલોની સાથે વૈરાગ્યથી ભર-

પુરૂ આ ગ્રંથ મુનિશ્રી વિનયચંદ્રજીએ લખેલ છે. પાકું પુંઠું કીં. રૂા. ૨-૮-૦

**વૈરાગ્યશતક પૂર્વાર્દ્ધ**:—ભર્તુહરી શતકનાં બીજા પચાસ શ્લોકનું અસરકારક ભાષાંતર કરી આત્મોન્નત્તિ માટે વૈરાગ્યની સુંદર છાપ પડે તેવી ઉંચી શૈલીથી આ ગ્રંથ પણ મુનિશ્રી વિનયચંદ્રજીએ લખેલ છે. પાકું પુઠું, રૂા. ૨-૮-૦

**પ્રારબ્ધ પ્રકાશ**:—નવકાર મંત્ર પરત્વેની સંપૂર્ણ શ્રદ્ધા કેવું મહાભારત કામ કરી આપે છે. તે જાણવું હોય તો આ એક પ્રારબ્ધની પરીક્ષા માટે અતિ ઉપયોગી સર્વ માન્ય ગ્રંથ છે. અને તે મુનિશ્રી વિનયચંદ્રજી સ્વામીએ લખેલ છે. પાકું પુઠું કિં. રૂા. ૨-૦-૦

**વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૧ લો, ભા. ૨ જો**:—જેઓએ ભુતાદિકની ભ્રમણાંને લઇ સેંકડો રૂપિઆની સાથે તન મનની પણ ખુવારી કરી છે; તેઓને આ બંને પુસ્તકો અતિ ઉપયોગી છે. જેની પાસે આ બંને પુસ્તકો હશે તેની પાસે કોઇ પણ જાતની પલીતિ ફાવી શકે તેમ નથી. પાકું પુંઠું. હરેકની કિંમત રૂા. ૧-૦-૦

**શ્રી મહાવીર જીવન રેખા**:—વીરત્વની પ્રતિભા પ્રદર્શિત કરાવનાર, સાચા જૈનત્વનું ભાન કરાવનાર, અને ધર્મનાં ગર્ભ પ્રદેશમાં કેવા પ્રકારનું નગ્ન સત્ય સમાઇ શકે છે; તેની પુરેપુરી ઓળખાણ કરાવનાર, આ પુસ્તક

અતિ ઉત્તમ છે. જૈન સસ્તું સાહીત્ય વર્ધક કાર્યાલય-કલોલ તરફથી બહાર પડેલ છે. સોળપેજી સાઈઝ. ગ્લેજ કાગળ ફૉર્મ ૯ છતાં કિ. રૂા. ૦-૩-૦.

**સંદેશ અને ભાવનાં:**—વણીક તરીકેની સાચી ભાવનાં પુનઃ પ્રગટ કરાવનાર આ નાનું પણ ઉપયોગી પુસ્તક છે. જૈન સ. સા. કાર્યોલય, કલોલ તરફથી બહાર પડેલ છે. કિ. રૂા. ૦-૦-૬.

**આત્મદર્શન:**—સ્વર્ગસ્થ જ્ઞાન દર્શન પ્રતિપન્ન સાત મહાનુભવી મહાત્માઓની આમાં જ્ઞાન પ્રસાદી છે. તે પણ જૈન સ. સા. કાર્યાલય કલોલ તરફથી બહાર પડેલ છે. કિં. રૂા. ૦-૦-૬.

**આદર્શ જૈન**:—( આવૃત્તિ બીજી ) મી. બંસીની કસાએલી કલમથી લખાયેલ જૈનત્વનું સંપૂર્ણ ભાન કરાવનાર આ એક ઉપયોગી પુસ્તક છે. તે પણ જૈન સ. સા. કાર્યોલય તરફથી બહાર પડેલ છે. કિં. રૂા. ૦-૪-૦

**રાગદ્વેષનું સ્વરૂપ**:—ત્યાગનાં બ્હાનાં નીચે કેવી પોપલીલા ચાલે છે; તે જાણવું હોય તો જરૂર વાંચો. કિં. રૂા. ૦-૩-૦.

**સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહીત આવૃત્તિ ૪ થી**:— સમભાવને આપનારૂં, દુઃખીને દિલાસો દેનારૂં; અને માનવ લોકમાં સિદ્ધનાં સુખનો નમુનો બતાવનારૂં યોગ્ય સંવાદોથી ભરપુર કિં. ૦-૨-૦ સોનાં રૂા. ૧૧-૦-૦

**સામાયિક સમજુતીવાળું** :—એકદમ મોટા ટાઇપથી આદર્શ રીતે તૈયાર કરાવેલ છે. કિ. ૦–૧–૦ સોનાં રૂા. ૫–૦–૦.

**પ્રતિક્રમણ અર્થ સંવાદો સહીત આવૃત્તિ ૪ થી** :—પ્રતિક્રમણ એટલે શું? શા માટે છે? તેની શી જરૂર છે? એથી લાભ શું? કયારે થઇ શકે? કરણ કોટીનો અર્થ શું? યોગ, ભકિત, ને પ્રાર્થનાનો સબંધ તેની સાથે કેવો છે? જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપની ઔજસતા તેમાંથી કેવી આદર્શ રીતે ઝરી શકે છે? અને દાન શિલ, તપ, તથા ભાવથી થતું આત્મિક આંદોલન યોગ્ય ધ્રૂજરી ઉત્પન્ન કરવા માટે કેવું ભાગ્યશાળી બની શકે છે તે અનુભવવું હોય તો આ પુસ્તક જીવનનાં અભ્યાસ માટે ઉપયોગી છે. સંવાદોની સંકલનાં આદર્શ રીતે ગોઠવેલી છે. નાના બાળકો, યુવાનો, અને વૃદ્ધો વિગેરે સર્વને એક સરખી રીતે અતિ ઉપયોગી છે. કિં. ૦–૮–૦ સોનાં રૂા. ૩૭–૮–૦

**પ્રતિક્રમણ સૂત્ર** :—સુંદર ટાઇપ, સુંદર લખાણ, શુદ્ધ જોડણી, અને આદર્શ મુદ્રણકામ. કિં. ૦–૪–૦ સોનાં રૂા. ૨૦–૦–૦

**સુહાસીની** :—એક આદર્શ સ્રીરત્ન સ્વચારિત્રને ખીલવવા માટે કેવું ને કેટલું મહાભારત કાર્ય કરી શકે છે તે બંગાળી પુસ્તકનું ભાષાંતર. કિં રૂા. ૦–૩–૦

**ઈંદુમતિ** :—એક આદર્શ કન્યા નિર્દોષતાને વરી વડીલોની પ્રીતિ કેવી રીતે મેળવી શકે છે તે બંગાળી પુસ્તકનું ભાષાંતર કિં. રૂા. ૦—૩—૦

**હેમવતી** :—એક આદર્શ માતા પોતાની પ્રજાને કેવી રીતે આદર્શ બનાવી પોતે દેવી સ્વરૂપ થઇ શકે છે. તે બંગાળી પુસ્તકનું ભાષાંતર. કિં. રૂા. ૦—૩—૦

ઉપરાંત વહુને શિખામણ. રૂા. ૧-૦-૦, સુખમય જીંદગી રૂા. ૧—૦—૦; આદર્શ સાધુ વિગેરે ઉત્તમ પુસ્તકોનો જથ્થો અમારે ત્યાં અહરનિશ તૈયાર રહે છે.

## તે ઉપરાંત

જૈન સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલય, કલોલ. તરફથી બહાર પડતા દરેક પુસ્તકો તેની મૂળ કિંમતે અત્રેથી પણ મળી શકે છે. લખોઃ—

**મંગળજી હરજીવન ચીતલીયા**

જૈન બુકસેલર—**માંગરોળ**—કાઠિયાવાડ.

---

ॐ

॥ श्री अ, सि, आ, ऊ, साय, नमः ॥

# શ્રી સામાયિક સૂત્ર

## પાઠ પહેલો-નમોક્કારનો.

નમો અરિહંતાણું ॥ નમો સિદ્ધાણું ॥ નમો આયરિયાણું ॥ નમો ઉવજ્ઝાયાણું ॥ નમો લોએ સવ્વ સાહુણું. ॥

---

## પાઠ બીજો-તિખ્ખુત્તાનો.

તિખ્ખુત્તો ॥ આયાહિણું ॥ પયાહિણું ॥ વંદામિ ॥ નમંસ્સામિ ॥ સક્કારેમિ ॥ સમ્માણેમિ ॥ કલ્યાણું ॥ મંગળં ॥ દેવયં ॥ ચેઇયં ॥ પજ્જુવાસ્સામિ. ॥

---

## પાઠ ત્રીજો-ઇરિયાવહિનો.

ઇચ્છામિ ॥ પડિક્કમિઉં ॥ ઇરિયાવહિયાએ ॥ વિરાહણાંએ ॥ ગમણાં ગમણે ॥ પાણક્કમણે ॥ બિયક્કમણે ॥ હરિયક્કમણે ॥ ઉસ્સા ઉત્તિંગ ॥ પણુંગ દગ્ગં ॥ મટ્ટી મક્કડા ॥

સંતાણું સંક્રમણે ॥ જેમે જીવા વિરાહિયા ॥ એગિંદિઆ ॥ બેઇંદિઆ ॥ તેઇંદિઆ ॥ ચોઇંદિઆ ॥ પંચિંદિઆ ॥ અભિહયા ॥ વત્તિયા ॥ લેસિયા ॥ સંઘાઇયા ॥ સંઘટ્ટિયા ॥ પરિયાવિયા ॥ કિલામીયા ॥ ઉદ્દવીયા ॥ ઠાણુંઉઠ્ઠાણું ॥ સંકામિઆ ॥ જીવિયાઓ ॥ વવરોવિયા ॥ તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥

---

## પાઠ ચોથો–તસ્સઉત્તરીનો.

તસ્સ ઉત્તરી કરણેણું ॥ પાયચ્છિત્ત કરણેણું ॥ વિસોહિ કરણેણું ॥ વિસલ્લિ કરણેણું ॥ પાવાણું ॥ કમ્માણું ॥ નિગ્ઘાયેણું ઠાયે ઠામિ કાઉસ્સગ્ગં ॥ અન્નથ્થ ॥ ઉસ્સસિયેણું ॥ નિસ્સસિએણું ॥ ખાસિએણું ॥ છિએણું ॥ જંભાઇએણું ॥ ઉડુએણું ॥ વાયનિ સગ્ગેણું ॥ ભમલિએ પિત્ત મુચ્છાએ ॥ સુહુમેહિં અંગ સંચાલેહિં ॥ સુહુમેહિ ખેળ સંચાલેહિં ॥ સુહુમેહિં દિઠ્ઠી સંચાલેહિં ॥ એવમાય એહિં ॥ આગારેહિં ॥ અભગ્ગો ॥ અવિરાહિઓ ॥ હુજ્જમે ॥ કાઉસગ્ગો ॥ જાવ અરિહંતાણું ॥ ભગવંતાણું ॥ નમોક્કારેણું ॥ ન પારેમિ ॥ તાવ કાયં ॥ ઠાણેણું મોણેણું ॥ ઝઝાણેણું ॥ અપ્પાણું વોસિરામી. ॥

---

## પાઠ પાંચમો—લોગસ્સનો.

લોગસ્સ ઉજ્જોયગરે ॥ ધમ્મ તિથ્થયરે ॥ જિણે અરિહંતે ॥ કિત્તઇસ્સં ચઉવીસંપિ ॥ કેવળી ઉસભ ॥ મજીયંચ વંદે ॥ સંભવ મભિનં દણુંચ ॥ સુમઇંચ પઉમપ્પહં ॥ સુપાસં જીણુંચ ॥ ચંદપ્પહ વંદે ॥ સુવિહિંચ પુપ્ફદંત ॥ સિયલં સિજ્જંસ ॥ વાસુ પૂજ્જંચ ॥ વિમળ મણુંતંચ ॥ જીણું ધમ્મં સંતિ ચ વંદામિ ॥ કુંથું અરં ચ ॥ મલ્લિ વંદે ॥ મુણિ સુવ્વયં ॥ નમિ જીણું ચ ॥ વંદામિ ॥ રિઠ્ઠનેમિ ॥ પાસંતહ વદ્ધમાણું ચ ॥ એવંમએ ॥ અભિશુયા ॥ વિહુય રયમલા ॥ પહીણુ જર મરણા ॥ ચઉવીસંપિ જીણુવરા ॥ તિથ્થયરામે ॥ પસીયંતુ ॥ કિત્તિય વંદિય ॥ મહિયા જેએ લોગસ્સ ॥ ઉત્તમા સિદ્ધા ॥ આરૂગ્ગં બોહિ લાભં ॥ સમાહિ વર ॥ મુત્તમં દિંતુ ॥ ચંદેસુ નિમ્મલયરા ॥ આઇચ્ચેસુ અહિંય પયાસયરા ॥ સાગર વર ગંભિરા ॥ સિદ્ધા સિદ્ધં ॥ મમ દિસંતુ. ॥

---

## પાઠ છઠ્ઠો—સામાયિક આદરવાની વિધીનો.

અહિં ગુર્વાદિકને સવિનય વંદન કરી સામાયિક માટે આજ્ઞા માગવી.

દ્રવ્યથકી સાવજ્જ જોગનાં પચ્ચખ્ખાણ ॥ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે ॥ કાળ થકી બે ઘડી ઉપરાંત ન પાળું

ત્યાં સુધી ॥ ભાવથકી છ કોટીએ પચ્ચખ્ખાણ ॥ કરેમિ· ભંતે સામાયિયં સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ ॥ જાવનિયમ પજ્જુવાસામિ ॥ દુવિહં તિવીહેણં ॥ નકરેમિ નકારવેમિ ॥ મણસા વયસા કાયસા ॥ તસ્સ ભંતે પડિકમામિ ॥ નિંદામિ ગરિહામિ ॥ અપ્પાણું વોસિરામિ. ॥

---

## પાઠ સાતમો—નમોથ્થુણંનો.

નમોથ્થુણં અરિહંતાણં ॥ ભગવંતાણં ॥ આઇગરાણં ॥ તિથ્થયરાણં ॥ સ્વયંસંબુદ્ધાણં ॥ પુરિસોત્તમાણં ॥ પુરિસસિહાણં પુરિસવર પુંડરિયાણં ॥ પુરિસવર ગંધ હથ્થીણં ॥ લોગુત્તમાણં ॥ લોગનાહાણં ॥ લોગહિયાણં ॥ લોગપઇવાણં ॥ લોગપજ્જોય ગરાણં ॥ અભય દયાણં ॥ ચખ્ખુ દયાણં ॥ મગ્ગદયાણં ॥ સરણદયાણં ॥ જીવદયાણં ॥ બોહિદયાણં ॥ ધમ્મદયાણં ધમ્મદેસિયાણં ॥ ધમ્મનાયગાણં ॥ ધમ્મસારહિણં ॥ ધમ્મવર ચાઉરંત ॥ ચક્કવટ્ટિણં ॥ દીવો તાણં સરણ ॥ ગઈ પઇઠા ॥ અપડિહય ॥ વરનાણં ॥ દંસણ ધરાણં ॥ વિયટ્ટ છઉમાણં ॥ જીણાણં જાવયાણં ॥ તિન્નાણં તારિયાણં ॥ બુદ્ધાણં બોહિયાણં ॥ મુત્તાણં મોયગાણં ॥ સવ્વન્નુણં સવ્વ દરિસિણં ॥ શિવ મયલ મરૂય ॥ મણંત મખ્ખય મવ્વાબાહ ॥ મપુણરાવંતિ ॥ સિદ્ધિ ગઈ નામધેયં ॥ ઠાણં સંપતાણં ॥ નમો જીણાણં ॥ જિય ભયાણં· ॥

પહેલું નમ્મોથ્થુણું શ્રી સિદ્ધ ભગવંતજીને, બીજું શ્રી અરિહંતજીને, અને ત્રીજું ધર્મગુરૂને; એમ આ સ્થળે ત્રણ નમોથ્થુણું કહેવા. શ્રી અરિહંતજીનાં નમોથ્થુણું- માં ઠાણું સંપતાણુંને બદલે ઠાણું સંપાવિઓ કામાણું કહેવું ને પછીના બોલ કહેવા નહિં. શ્રી ધર્મગુરૂનાં નમો- થ્થુણુમાં કહેવું કે–મમ ધમ્મ, આયરિયસ્સ, ધમ્મ ઉવદેસગસ્સ, વંદામિણું. ભગવન્ તથ્થગયં, એહગએ તિકટ્ટુ, વંદંતિ, નમંસ્સંતિ.

---

## પાઠ આઠમો—સામાયિક પાળવાની વિધીનો.

દ્રવ્યથકી સાવજ્જજોગનાં પચ્ચખ્ખાણ; ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે; કાળ થકી બે ઘડી ઉપરાંત ન પાળું ત્યાં સુધી; ભાવ થકી છ કોટીએ પચ્ચખ્ખાણ કર્યા હતાં તે પુરા થયાં તે પાળું છું. એહવા નવમા સામાયિક વ્રતનાં ॥ પંચ- અઇયારા ॥ જાણિયવ્વા ॥ નસમાયરિયવ્વા ॥ તંજહા તે આલોઉં ॥ મણ દુપ્પણિહાણે ॥ વય દુપ્પણિ- હાણે ॥ કાય દુપ્પણિહાણે ॥ સામાયિયસ્સ સઇ અકરણયાએ ॥ સામાઇયસ્સ અણવઠિયસ્સ સઇ કરણયાએ ॥ તસ્સ મિચ્છામિ દુક્કડં ॥

સામાયિકમાં દસ મનનાં, દસ વચનનાં, ને બાર કાયાનાં એ બત્રિશ દોષ માંહેનો જે કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ સામાયિકમાં સ્ત્રીકથા,

રાજકથા, દેશકથા, ને ભત્તકથા એ ચાર કથા માંહેલી કોઇ પણ જાતની કથા કરેલી હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ સામાયિકમાં આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા: એ ચાર સંજ્ઞા માહેલી કોઇ પણ જાતની સંજ્ઞા કરેલી હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ સામાયિકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, ને અણાચાર: અજાણુતા, મન, વચન, ને કાયાએ કરી પાપ દોષ લાગેલો હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં. ॥ સામાયિકમાં કાનો, માત્રા, મિંડી, અક્ષર, પદ, ઓછું, અધીકું, વિપરીત ભણાણું હોય તો અનંત સિદ્ધ કેવળી ભગવંતજીની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥

સામાયિક સમકાએણં ॥ ફાસિયં ॥ પાલિયં ॥ સોહિયં ॥ તિરીયં ॥ કિત્તીયં ॥ આરાહિયં ॥ આણાએ ॥ અણુંપાલિતા ॥ નભવઇ ॥ તસ્સ મિચ્છામી દુક્કડં. ॥

સામાયિક વિધીએ લીધું, વિધીએ પાળ્યું, વિધીએ કરતા અવિધીએ થયું હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.

---

ॐ

॥ श्री अ, सि, आ, उ, साय, नमः ॥

# શ્રી પ્રતિક્રમણ સૂત્ર

## અર્થ, સંવાદો સાથે.

સૂચનાં—પ્રતિક્રમણ શરૂ કરતા પહેલાં ઉભા થઇ સવિનયે ગુરૂઆદિને વિધિપૂર્વક વંદન કરી, ત્રણ આવશ્યકની એકી સાથે આજ્ઞા માગવી.

### આવશ્યક ૧લો–સામાયિકનો.

પ્રથમ નમોક્કાર અને તિખ્ખુતોનો પાઠ સંપૂર્ણ બોલી પછી કહેવું કે,—

ઈચ્છામિણં ભંતે—હે પરમ પૂજ્ય મારી ઇચ્છા છે. તુબ્ભેહિં અભણું નાયસમાણે–તમારી આજ્ઞા માગીને *દિવસી પ્રતિક્રમણ–દિવસ સબંધી લાગેલા પાપો

*રાત્રિનું પ્રતિક્રમણ કરનારે 'રાયસી;' પાખીનું પ્રતિક્રમણ કરનારે 'પખ્ખી'; ચોમાસીનું પ્રતિક્રમણ કરનારે 'ચૌમાસી' અને સંવત્સરીનું પ્રતિક્રમણ કરનારે 'સંવત્સરી'; એ પ્રમાણે શબ્દો બોલવા.

નિવારણુ કરવા માટે. **ઠાએમી**–એક સ્થળે બેસીને. **દિવસી**–દિવસ સબંધી,**જ્ઞાન**–મતિ, શ્રુત, અવધી,મનઃપર્યવ, અને કેવળ જ્ઞાન; એમ જ્ઞાનનાં પાંચ ભેદોને વિષે. **દર્શન**–ઉપશમ, ક્ષયોપશમ,ક્ષાયક,વેદક, અને સાસ્વાદન સમકિત; એમ સમ્યકત્વનાં પાંચ ભેદોને વિષે, **ચારિત્ર**–સામાયિક, છેદોપસ્થાનિક, પરિહાર વિશુદ્ધ,સુક્ષમ સંપરાય,અને યથાખ્યાત ચારિત્ર; એમ ચારિત્રનાં પાંચ ભેદોને વિષે. **તપ**–અણુસણુ, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ રસપરિત્યાગ, કાયકલેશ, અને પ્રતિ સલિનતા; એ છ બાહ્ય; અને વિનય, વયાવચ્ચ, પ્રાયશ્ચિત, સ્વાધ્યાય, ધ્યાન, અને કાઉસગ્ગં એ છ અભ્યંતર; એમ તપનાં બાર ભેદોને વિષે. **અતિચાર ચિંતવનાર્થં**–વ્રત્તોનાં ખંડન માટે અતિચાર સુધીનાં જે જે દોષો લાગ્યા હોય, તે વિચારવાને માટે. **કરેમિ કાઉસગ્ગં**–મન, વચન, અને કાયાનાં +પંદર યોગને ગોપવી કાઉસગ્ગં કરૂં છું.

અહિં **નમોક્કાર** અને **કરેમિભંતે**, એમ બે પાઠ સંપૂર્ણ કહી પછી આગળ ચાલવું.

---

+ સત્ય મન યોગ, અસત્ય મનયોગ, વહેવાર મનયોગ, ને નિશ્ચય મનયોગ એ ચાર મનનાં; સત્ય વચન યોગ, અસત્ય વચનયોગ, વહેવાર વચનયોગ, ને નિશ્ચય વચનયોગ એ ચાર વચનનાં;ઉદારીકનો કાયયોગ ને મિશ્રકાયયોગ;અહારકનો કાયયોગ ને મિશ્ર કાયયોગ; વૈક્રીયનો કાયયોગ ને મીશ્ર કાયયોગ ને કાર્મણુનો કાયયોગ એ સાત કાયાનાં એમ ૧૫ યોગ છે.

**પ્રાર્થના**—પ્રથમ બાર ગુણ શ્રી અરિહંતના; આઠ ગુણ શ્રી સિદ્ધ ભગવંતજીના, છત્રીસ ગુણ શ્રી આચાર્યજીનાં; પચિસ ગુણ શ્રી ઉપાધ્યાયજીનાં, સત્તાવીસ ગુણ શ્રી સાધુજીનાં; એ પંચ પરમેષ્ટિનાં મળી ૧૦૮ ગુણ સબંધી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે અવિનય, અભક્તિ, આસાતનાં થએલ હોય તો મન, વચન, કાયાએ કરી જાણપણે, અજાણપણે, આકોટીએ, અણાકોટીએ, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, દેશથી, સર્વેથી વિરાધના કરી હોય, ને દિવસ સબંધી મારા આત્માને કોઇ પણ જાતનો પાપ દોષ લાગ્યો હોય, તો અનંતા સિદ્ધ ભગવાન તમારી સાક્ષીએ તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥

ઇચ્છામી, ઠામિ, કાઉસગ્ગં—એક ઠેકાણે રહીને કાઉસગ્ગ કરવાની જે પ્રવૃત્તિ મેં હાથ ધરી છે; તે પહેલાં. **જો મે દિવસી, અઇયારો**-દિવસ સબંધી અતિચાર દોષો જે મેં. **કઓ, કાઇઓ, વાઇઓ, માણસિઓ**-મન, વચન, કાયાએ કરી કરેલાં હોય. **ઉસૂત્તો**—સત્ય વિરૂદ્ધ પ્રવૃત્તિ હાથ ધરેલી હોય. **ઉમગ્ગો**—આત્મોન્નતિ માર્ગનું ઉલંઘન કરી અવન્નત્તિ માર્ગ અંગિકાર કરેલો હોય. **અકપ્પો**-ન કળપી શકે તેવા મલીન કાર્યો કર્યો હોય. **અકરણીજ્જો**—ન કરવાનાં કામો કરેલાં હોય. **દુઝ્ઝાઓ**—તેવા કાર્યો માટે મારૂં ધ્યાન ધર્યું હોય, **દુવિચિંતીઓ**—આર્ત ને રૌદ્ર ધ્યાનથી મલીન કાર્યો માટેની માઠી ચિંતવણાં કરી હોય. **અણાયારો, અણિચ્છી-**

ચવો—જે આચારવા યોગ્ય અને ઇચ્છવા યોગ્ય નથી. **અસાવગ્ગ, પાવગ્ગો**—શ્રાવકપણાને એબ લગાડે તેવા વ્યાપારો કરેલા હોય. **નાણે, તહ દંસણે**—જ્ઞાન અને સમ્યક્ત્વને વિષે. **ચરિત્તા ચરિત્તેયં**—શ્રાવકપણાનાં ચારિત્રને વિષે. **સૂએ સામાઇએ**—સત્યમય સૂત્રોની સમાધીને વિષે, **તિન્હ ગુત્તિણં**—મન, વચન, અને કાયા એમ ત્રણ પ્રકારની ગુપ્તિને વિષે. **ચઉન્હં કસાયાણં**—ક્રોધ, માન, માયા, ને લોભ; એમ ચાર પ્રકારનાં કષાયને વિષે. **પંચન્હં માણુવયાણં**—પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, અને પરિગ્રહ, એ પાંચ પ્રકારનાં અણુંવ્રતને વિષે. **તિન્હં ગુણુવયાણં**—દિસી, ઉવભોગ પરિભોગ અને અણુંત્થા દંડવ્રત; એમ ત્રણ પ્રકારનાં ગુણવ્રતને વિષે. **ચઉન્હં સિકખાવયાણં**—સામાયિક, દેસાવગાસિક, પૌષધ, અતિથી સંવિભાગ વ્રત; એમ ચાર પ્રકારનાં શિક્ષાવ્રતને વિષે. **બારસ્સ, વિહસ્સ, સાવગ્ગ, ધમ્મસ્સ**—એમ બાર પ્રકારનાં શ્રાવક ધર્મને વિષે. **જં ખંડયં, જં વિરાહિયં**—જે કાંઇ ખંડીત કરી તેની વિરાધનાં કરી હોય. **તસ્સ મિચ્છામિ દુક્કડં**—તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

**પ્રાર્થના**—પ્રથમ મારો આત્મા અનાદિ કાળનો મમતાપણે પ્રણમ્યો છે; તેને સમતારૂપે પ્રણમવાને વાસ્તે સાવજ જોગની વૃત્તિ કરવી. સમભાવનો લાભ તેને સામાયિક કહીએ. પ્રથમ સામાયિક આવશ્યક તે સમતા પરિણામ રાખવા માટે નિપજાવવો.

---

## આવશ્યક બીજો—ચોવિસંથાનો.

અહિં 'તસ્સઉત્તરી'નો સંપૂર્ણ પાઠ બોલી, 'નવા અતિચાર'નો અથવા તો 'ચાર લોગસ્સ' નો કા સગ્ગ કરવો અને તે કાઉસગ્ગ પાળી, ત્યાર પછી 'લો સ્સ'નો પાઠ સંપૂર્ણ કહેવો.

---

## આવશ્યક ત્રીજો—વંદણાંનો.

આ પાઠ 'ઉકડુ આસને', એટલે કે બે ઢિંચ ઉંચા રાખી, અને બે હાથ જોડી મસ્તકે લગાડી બે વખ કહેવાનો છે.

ઇચ્છામિ ખમાસમણો હે ક્ષમાવંત પૂજ્ય, પ્રથ મેં મારી ઇચ્છા આપની સમક્ષ જાહેર કરી છે; તે પાડવા માટે, વંદિઉં, જાવણિજ્જાએ, નિસિહીયાએ અશુભ જોગનો નિષેધ કરીને મારી યથાશક્તિ પ્રમાણે આપને વંદન કરૂં છું. અણુંજાણહ, મે મિ, ઉગ્ગહ છેક આપની નજીક આવવા માટે હે કૃપાળુ મને આપ આ આપો એમ હું મર્યાદાથી કહું છું. નિસિહી અહોકાર કાએ, સંફાસં–અશુભ જોગનો નિષેધ કરીને, તમારી કાય વિષે મારી કાયાએ, કોઇ પણ જાતનો સ્પર્શ કર્યો હો ખમણિજ્જો ભે કિલામો.–અને કોઇપણ જાતની કિલામ

આપને થએલી હોય તે હે પરમ પૂજ્ય આપ ખમી લેજો.અપ્પ-
કિલંતાણું, બહુસુભેણું ભે, દિવસો, વઇકંતો,-કેમકે
આપની કિલામનાનો અંત આવેલો હોવાથી, ઘણાં શુભયોગે
કરી આપનો તે દિવસ વીતિ ગયો છે. જત્તાભે, જવાણુ,
જંચ ભે.-તેમજ યાત્રારૂપ હે પરમ પૂજ્ય, આપે,
આપની યથા શક્તિ પ્રમાણે ઇંદ્રિયોનાં વિષયોપર યોગ્ય કાબુ
મેળવેલો છે, ખામેમિ, ખમાસમણો-માટે હે ક્ષમાવંત
સાધુ હું આપને ક્ષમાવું છું. દેવસિયં, વઇકમં, આવ-
સ્સિયાએ, પડિક્કમામિ-આયશ્યક કરણીનાં અતિચારો થકી,
દિવસ સબંધી આપનો અવિનય થયો હોય; તો તેથી હે
પરમ કૃપાળુ હું નિવર્તું છું. ખમાસમણાણું, દેવસિ-
યાએ, આસયણાંએ, તિત્તીસન્નયરાએ-હે પરમ પૂજ્ય
દિવસ સબંધી તેત્રીસ પ્રકારની આસાતનાં ઉપરાંત, બીજી
કોઇ આસાતનાં મેં કરી હોય, તો હું આપને ક્ષમાવું છું.
જંકિંચી મિચ્છાએ-જે કાંઇ ખોટું કીધું હોય. માણુ-
દુક્કડાએ, વયદુક્કડાએ, કાયદુક્કડાએ,-મન, વચન, કાયા-
ના યોગથી કોઇ અશુભ પ્રવર્તન ગુજારેલું હોય. કોહાએ,
માણાએ,માયાએ, લોભાએ-ક્રોધ, માન, માયા, લોભમાં હું
તણાણો હોઉં.સવ્વકાલિયાએ,સવ્વમિચ્છોવયારાએ-સર્વ
કાળને વિષે સર્વ જે કાંઈ મેં ખોટું કીધું હોય. સવ્વધમ્મા-
ઇક્કમાણાએ, આસાયણાંએ-સર્વે ધર્મોની કરણીને વિષે જે
કાંઇ મેં આસાતનાં કરી હોય. જોમે, દેવસિઓ, અઇ-

ચારો, કઓ-જો મેં દિવસ સબંધી અતિચારો સેવેલા હોય, તસ્સ ખમાસમણો-હે ક્ષમાવંત સાધુ તે અતિચારોથી. પડિક્કમામિ-નિવર્તું છું. નિંદામી-તેનાં અશુભ ભાવને નિંદુ છું, ગરિહામી-ગુરૂની સાક્ષિએ તેને ધીકારૂં છું. અપ્પાણં, વોસિરામી-તેવી અશુભ ગતિમાં જતા મારા આત્માને અટકાવું છું.

સ્વામિનાથ સામાયિક એક, ચોવિસંથો બે, અને વંદણાં ત્રણ; એ ત્રણ આવશ્યકને વિષે વીતરાગ દેવની આજ્ઞામાં કાનો, માત્રા, મિંડી, અક્ષર, પદ, ઓછું, અધીકું, વિપરીત ભણાણું હોય, ને મારા આત્માને વિષે કોઈ પણ જાતનો દોષ લાગ્યો હોય; તો અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાક્ષીએ તસ્સ મિચ્છામી દુક્કડં. ॥

---

## ત્રણ આવશ્યક વિષેનો સંવાદ નં. ૧

કાંતિચંદ્ર—સ્નેહી બંધુ રવિચંદ્ર! સાયંકાળનાં આ સમયે આમ ઉતાવળા ઉતાવળા આપ શીદ પધારોછો?

રવિચંદ્ર—પ્રિય બંધુ કાંતિચંદ્ર! હું ઉપાશયે પ્રતિક્રમણ કરવા જાઉં છું. કેમ! આવવું છેને?

કાંતિ૦—છટ્, આવડી નાની ઉમરમાં ધર્મનો બોજો લઇ ફરવું; તે શું આપણા માટે યોગ્ય છે?

રવિ૦—બંધુ ! બાલ્યાવસ્થા, એ એક નિર્દોષ જીવન છે. એ જીવનનાં ગર્ભ પ્રદેશમાં, ધર્મ ભાવનાનું બીજ યથાર્થ પણે રોપવું; એના જેવું આત્મોન્નતિ માટે મહત્ કાર્ય બીજું કયું હોઈ શકે ?

કાંતિ૦-એમ છે; કહો ત્યારે, પ્રતિક્રમણ એટલે શું ?

રવિ૦-ઉપયોગશૂન્યપણે અતિક્રમ, વ્યતિક્રમ, અને અતિચાર સુધીનાં જે કાંઇ પાપ દોષો લાગેલા હોય, તેનું નિવારણ કરવા માટે છ આવશ્યક સહિત જે ધાર્મિક ક્રિયા કરવી પડે, તેનું નામ પ્રતિક્રમણ.

કાંતિ૦-પ્રતિક્રમણમાં વ્યતિત થતા સમયને, આશ્રવનું રૂપ આપી શકાય, કે સંવરનું ?

રવિ૦—સંવરનું.

કાંતિ૦—બત્રિસ સૂત્રોમાં પ્રતિક્રમણ સૂત્રને, રહેવા માટેનું કોઇ સ્થાન છે કે નહિં ? અને જો હોય તો તેને કયા શબ્દોથી સંબોધવામાં આવેલ છે ? તે કૃપા કરી જણાવશો ?

રવિ૦—હા, ઘણીજ ખુશીથી. પ્રતિક્રમણ સૂત્ર એ બત્રિસમાનું એક સૂત્ર છે. અને તેને “ આવશ્યક સૂત્ર ” એ નામથી સૂત્રકારોએ ઓળખાવેલું છે.

કાંતિ૦—‘ આવશ્યક સૂત્ર ’ એનો ખરો શબ્દાર્થ શું હોઇ શકે ?

રવિં૦—આવશ્યક એટલે અવશ્ય કરવા યોગ્ય. આત્મામાં ખીરનિરની માફક મિશ્રણ થઇ ગએલ કર્મરૂપિ પદાર્થને શોધવા માટે, આ એક ઉત્તમ વિજ્ઞાની પ્રયોગ છે.

કાંતિ૦—પ્રતિક્રમણ કયારે થઈ શકે? એને માટે સૂત્ર સહમત, કોઈ પ્રમાણ વચન તમારી પાસે છે કે નહિં?

રવિં૦—હા! ઘણી જ ખુશીથી. ઉત્તરાધ્યયનજી સૂત્રનાં ૨૬ માં અધ્યયનમાં લખ્યું છે કે,—पोरिसाए चउब्भाए वंतिदाण तओगुरु, पडिक्कमित्ता कालस्स, सेज्जं तु पडिलेहए. ચોથા પહોરનાં ચોથા ભાગને વિષે, ગુરૂને વાંદિ, સમય જોઇ, શય્યાભૂમિનું પડિલેહણ કરી, પ્રતિક્રમણનો આરંભ કરવો. આનો અર્થ એ જ હોવો જોઈએ કે,-સૂર્યાસ્ત થયા પહેલાં તેનો આરંભ કરવો.

કાંતિ૦—પ્રતિક્રમણ કરવાથી આત્માને શું લાભ થાય?

રવિં૦—અતિશય ફાયદો થાય છે.ઉત્તરાધ્યયનજી સૂત્રમાં એક શિષ્યે પોતાના ગુરૂને પુછયું કે—"पडिक्कमणेणं भंते जीवे किं जणयइ" એટલે કે પ્રતિક્રમણ કરવાથી આત્માને શું ફળ ઉપજે? ત્યારે ગુરૂએ કહ્યું કે,—હે શિષ્ય! वयछिद्दाणि पिहेइ,पिहियछिद्दे पुण जीवे निरुद्धासवे असबलचरित्ते अठ्ठसु पवयणमायासु उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ. એટલે અતિચારાદિ છીદ્રોથી રહીત બની, આ જીવ, હિંસાદિક આશ્રવનું આવાગમન રોકી મુકે. નિર્મળ ચારિત્ર પાળી શકે. અષ્ટ પ્રવચનને વિષે સાવધાન રહી શકે. સંયમ પાળવામાં

આળસ રહિત રહે. એટલે સન્માર્ગને વિષે ઇંદ્રિયોને સ્થાપિત કરીને સંયમ જીવન નિર્વહે.

કાંતિ૦—પ્રતિક્રમણનાં છ આવશ્યક માટે, સૂત્રકાંપ્રથક્ પ્રથક્ કયા કયા નામો બતાવેલા છે ?

રવિ૦—૧ સવ્વ સાવજ્જં જોગં પચ્ચખ્ખાઇ; ૨ ઉખીત્ત ૩ ગુણ પરવરતી; ૪ ખંડીઆ સોનંદીયા; ૫ ત્રીગિચ્છ અને ૬ ગુણધાર.

કાંતિ૦—સવ્વ સાવજ્જં જોગં પચ્ચખ્ખાઇ નામે પહેલ આવશ્યકમાં અવશ્ય કરવા યોગ્ય શું છે ?

રવિ૦—આઠ પ્રકારનાં વિરૂદ્ધ આચરણોને સેવી, જે અતિચાર સુધીનાં દોષો વ્હોરી લીધેલાં હોય; તે દોષોથ નિવૃત્ત થવા માટે, આત્મવિશુદ્ધિ કરવાની અવશ્ય જરૂર છે

કાંતિ૦—આઠ પ્રકારનાં વિરૂદ્ધ આચરણો કયા કય છે ? તે કૃપા કરી જણાવશો ?

રવિ૦—ઘણી ખુશીથી १ उसूतो, २ उमग्गो, ३ अकप्पो ४ अकरणीज्जो, ५ दुज्झाओ, ६ दुविर्चींतिओ, ७ अणायारो, અને ८ अणाच्छियव्वो.

કાંતિ૦—આ વિરૂદ્ધ આચરણો સેવવાથી આત્માને શું નુકશાન થાય ?

રવિ૦—સમ્યકત્વની પ્રાપ્તિ થવા દીયે નહીં.

કાંતિ૦—' ઉખીત્ત ' નામે બીજા આવશ્યકમાં, ચોવિ

સંથો એટલે કે લોગસ્સનો પાઠ બોલવામાં આવે છે; તો તે પાઠની આ સ્થળે શી જરૂર છે ?

રવિ૦–આત્માને સમકિત બોધની જે યતકિંચીત પ્રાપ્તિ થઈ છે, તેને વિશેષ બળવત્તર કરવા માટે તે પાઠની ખાસ જરૂર છે.

કાંતિ૦–ગુણ પરવરતિ નામે ત્રીજા આવશ્યકમાં અવશ્ય કરવા યોગ્ય શું છે ?

રવિ૦–જ્ઞાનાદિ રત્નત્રયનાં ધારક સદ્‌ગુરૂની, તેત્રીસ તથા તે ઉપરાંત અનેક પ્રકારે જે આસાતનાં કરેલી હોય, તેના માટે તેઓની યોગ્ય ક્ષમા ચાહી, તેઓશ્રીની ક્ષેમ કુશળતા પુછવા માટે પ્રયત્નશીલ થવું એ જરૂરનું છે. કેમકે તેથી આપણામાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે.

કાંતિ૦–મીત્ર રવિચંદ્ર ! આપનાં સમાગમથી આજે મને બહુ જાણવાનું મળ્યું છે. અને તેને માટે હું આપનો ઉપકાર માની, આપને આપેલી તકલીફ માટે ક્ષમા ચાહું છું.

રવિ૦–બંધુ ! ઉપકાર માની ક્ષમા યાચવાની કિંચીત માત્ર પણ જરૂર નથી. કેમકે, મેં મારી ફરજ સિવાય વિશેષ કાંઇ કર્યુંજ નથી. લ્યો જયજીનેન્દ્ર.

કાંતિ૦–જયજીનેન્દ્ર; ભાઇ ! જયજીનેન્દ્ર.

---

## આવશ્યક ૪ થો—પ્રતિક્રમણનો.

આ સ્થળે ઉભા થઇ, સવિનય પૂર્વક ગુર્વાદિક સમીપે તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણી યોગ્ય વંદન કર્યા બાદ ચોથા આવશ્યકની આજ્ઞા માગવી, અને પછી કહેવું કે—

**આજનાં દિવસ સબંધી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આળોઉં**—કહી દેખાડું છું. **આગમે, તિવીહે, પન્નત્તે, તંજહા**—ત્રણ પ્રકારે સિદ્ધાંત પરૂપેલ છે; તે જેમ છે તેમ કહું છું. **સુત્તાગમે, અત્થાગમે, તદુભયાગમે**—સૂત્ર આગમ, અર્થ આગમ, સૂત્ર અને અર્થ એ બેઉનું આગમ. **એહવા શ્રી જ્ઞાનને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આળોઉં**—તે કહું છુ. ૧ **જંવાઇદ્ધં**—એ ત્રણે પ્રકારનાં સૂત્રો આઘા પાછા ભણાએલ હોય. ૨ **વચ્ચામેલિયં**—ધ્યાન વિના વારંવાર તે સૂત્રો ભણાએલ હોય. ૩ **હિણખ્ખરં**—તે મધ્યે એકાદ ઓછો અક્ષર ભણાએલ હોય. ૪ **અચ્ચખરં**—અધિક અક્ષર ભણાએલ હોય. ૫ **પયહિણં**—પદ ઓછું અદકું ભણાએલ હોય. ૬ **વિણયહિણં**—વિનય રહિત ભણાએલ હોય, ૭ **જોગહિણં**—મન, વચન, કાયાનાં યોગ રહીત ભણાએલ હોય. ૮ **ઘોસહિણં**—શુદ્ધ ઉચ્ચાર રહીત ભણાએલ હોય. ૯ **સુઠુદિનં**—એ રૂડું જ્ઞાન અવનિતને દીધું હોય. ૧૦ **દુઠુપડિછિયં**—અવનિતપણે એ જ્ઞાન લીધું હોય. ૧૧

**અકાલે કઓ સઝઝાઓ**–ચાર સંધ્યા કાળ આદિ બાર અકાળમાં સઝઝાય કરી હોય. ૧૨ **કાલે ન કઓ સઝઝાઓ**–ખરા કાળને વખતે તેની સઝઝાય કરી ન હોય. ૧૩ **અસઝઝાઇએ સઝઝાયં**–લોહી પરૂઆદિ અસઝઝાઇવાળી જગ્યાએ તેની સઝઝાય કરી હોય. ૧૪ **સઝઝાયે ન સઝઝાયં**–સઝઝાય કરવા જેવી જગ્યા છે ત્યાં તેની સઝઝાય ન કરી હોય. તસ્સ **મિચ્છામિ દુક્કડં**.–તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

**દંસણ સમકિત** સત્ય ધર્મના સેવન માટેની સંપૂર્ણ શ્રદ્ધા. **પરમત્થ સંથવો વા**–એ મોટા અર્થનો વારંવાર પરિચય, સમાગમ, અને અભ્યાસ કરવો. **સુદિઠં**–તે પણ ભલી દૃષ્ટિથી. **પરમત્થ સેવણા વાવિ વાવન્ન**–એ મુખ્ય અર્થની સેવનાં કરવી. વળી સમકિત પામીને જે ખોઇ બેસે. **કુદંસણ વઝઝણા**–એવા સત્ય રહિત પાંખડીનો ત્યાગ કરવો. **સમત્ત સદહણા**–એ જ સમકિત વ્રતની ખરી શ્રદ્ધા કહેવાય. **એહવા સમકિતનાં સમણોવાસએણં**–એહવા સાધુનાં પડખા સેવનાર શ્રાવકને. **સમત્તસ**–સમકિતનાં. **પંચ અઇયારા પાયાલા**–મોટા પાતાળનાં કળશા સમાન પાંચ અતિચારને. **જાણિયવ્વા, નસમાયરિયવ્વા, તંજહા તે આળોઉં**–જાણી લેવા પણ આદરવા નહિ. તે જેમ છે તેમ જ કહું છું. **સંકા**–એ સમ્યકત્વને

વિષે ખોટો ઇરાદાપૂર્વક સંદેહ આણ્યો હોય. કંખા—એ સમ્યકત્વની વિરૂદ્ધ અસત્ય માર્ગની ઇચ્છા કરી હોય. વિતિગીચ્છા—એ સમ્યકત્વનું યથાર્થ સ્વરૂપ સમજી, તેનાં ગર્ભ પ્રદેશમાં પ્રવેશ કર્યો છતાં હજી પણ, તેના ફળ માટે સંદેહ આણ્યો હોય. પર પાસંડ પરસંસા—એ સમ્યકત્વ વિરૂદ્ધ અસત્ય માર્ગની, અને તે માર્ગના પ્રરૂપકની પ્રસંશા કરી હોય. પર પાસંડ સંથવો—એ સમ્યકત્વ વિરૂદ્ધ અસત્ય માર્ગનો, અને તેનાં પ્રરૂપકનો સમાગમ કર્યો હોય, પરિચય કર્યો હોય. અને સમકિત રૂપ રત્નને વિષે મિથ્યાત્વ રૂપ રજ મેલ દોષ લાગ્યો હોય; તો અનંતા સિદ્ધ કેવળી ભગવાનની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

## ચોથા આવશ્યક વિષેનો સંવાદ નં. ૨.

શાન્તિચંદ્ર—સ્નેહી બંધુ વિનયચંદ્ર ! આપણે જે પાઠનું અવલોકન કરી ગયા; તે કેટલામાં આવશ્યકનો અને તે કેટલામો પાઠ છે ?

વિનયચંદ્ર—બંધુ શાન્તિચંદ્ર ! ચોથા પ્રતિક્રમણ નામનાં આવશ્યકનો તે પહેલો પાઠ છે.

શાન્તિ૦—ચોથા નંબરની અંદર તે આવશ્યકની ભરતી કરવાનું શું કારણ છે ?

વિનય૦—તેમાં પ્રવેશ કરતાં પહેલાં યોગ્ય પાત્રતા મેળવવી પડે છે. જેને માટે પ્રથમનાં ત્રણ આવશ્યકો પુરતા છે. એ ત્રિપુટીનાં ગર્ભ પ્રદેશમાં વિચરી, યોગ્ય સફળતા પ્રાપ્ત કર્યા પછી જ, ઉપરનાં વર્ગમાં આવી શકાય છે.

શાંતિ૦—સૂત્ર જ્ઞાન સંપાદન કરતા ઉપયોગ શૂન્ય-પણે જે અતિચારો લાગે છે; તે કેટલા છે? અને તેનો સમાવેશ જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ; એ ચાર વર્ગ પકીના કયા વર્ગમાં થઇ શકે છે?

વિનય૦—તે અતિચારો ૧૪ છે, અને તેનો સમાવેશ ‘ જ્ઞાન ’ વર્ગમાં થઈ શકે છે.

શાંતિ૦—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવ-જ્ઞાન, અને કેવળજ્ઞાન. એમ જ્ઞાનનાં પાંચ ભાગ છે. તો પછી ઉપરનાં ૧૪ અતિચારો કયા ભાંગાને લાગુ પડે છે?

વિનય૦—તે અતિચારો શ્રુતજ્ઞાનને લાગુ પડે છે.

શાંતિ૦—દર્શન એટલે શું? અને તેનાં કેટલા અતિચારો છે?

વિનય૦—દર્શન એટલે, જ્ઞાનની શક્તિ વડે જડ ચૈતન્યનાં ગુણ દોષને જાણી, રાગ દ્વેષની પ્રણાલિકામાં નહિ તણાતા, કેવળ આત્મ દર્શન માટે સત્ય વસ્તુનાં નગ્ન સ્વરૂપને ઓળખી લેવું. આવી ઓળખાણ, એ જ આત્મ દર્શન માટેનું સાચું ધ્યેય હોવું જોઈએ. એ દર્શન એટલે કે સમકિતનાં પાંચ અતિચારો છે.

શાંતિ૦—સમકિતનાં કેટલા પ્રકાર છે? અને તે કયા કયા? તેમજ આવું સમકિત કોઈને આપ્યું આપી શકાય ખરૂં કે?

વિનય૦—સમકિતનાં પાંચ પ્રકાર છે. ૧ ઉપશમ સમકિત; ૨ ક્ષયોપશમ સમકિત; ૩ ક્ષાયક સમકિત; ૪ વેદક સમકિત; અને ૫ સાસ્વાદન સમકિત; એ તેનાં નામો છે. આ સમકિત એ અરૂપિ વસ્તુ છે. એ તો માત્ર આત્માનો એક અમૂલ્ય ગુણ છે. એ કોઇને આપ્યું આપી શકાય તેમ છે જ નહિ. આત્મા સ્વયં યોગ્ય પુરૂષાર્થથી તે પ્રકાશ નજીક જઇ શકે છે.

શાંતિ૦—આવું સમકિત પ્રાપ્ત કરવા માટે કેટલી પ્રકૃતિનો ક્ષય કરવાની જરૂર છે? અને તે કઇ કઇ? તેમજ સમકિતનાં લક્ષણો કેટલા છે? અને તે કયા કયા? તે કહેવા કૃપા કરશો?

વિનય૦—ઘણી જ ખુશીથી. સમકિતની પ્રાપ્તિ માટે સાત પ્રકૃતિનો ક્ષય કરવાની જરૂર છે. અનંતાનુંબંધી ક્રોધ, માન, માયા ને લોભ. મિથ્યાત્વ મોહની, મિશ્રમોહની અને સમકિત મોહની એ તેનાં નામો છે. સમકિતનાં લક્ષણો પાંચ છે. સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તા.

શાંતિ૦—બંધુ! સમકિત અરૂપિ વસ્તુ છે, એ હું માની શકતો નથી, હજી ગઇ કાલે જ હું ઉપાશ્રયે ગયો

હતો, ત્યાં વિદ્વાન ગણાતા એક મહાત્માશ્રીને, બે ચાર છોકરાઓ વચ્ચે સમકિતની લ્હાણી કરતા મેં નજરે નજર જોયા છે. દરેક છોકરાઓને એમ કહેવામાં આવ્યું કે,— છોકરાઓ ! લ્યો હું તમોને સમકિત આપુ. હાથ જોડી જાઓ. આજથી હું તમારો ગુરૂ અને તમે મારા શિષ્ય. સમજ્યા કે ? હવેથી હું કહું તેમ તમારે કરવું વિગેરે વિગેરે. ત્યારે શું તે મહાત્મા ખોટા ?

વિનય૦—ભાઇ ! જો તેમજ હોય તો, તેવા નામ-ધારી મહાત્માઓ સમાજનું કે ધર્મનું કાંઈ પણ કલ્યાણ કરી શકતા નથી. વીરપ્રણીત સૂત્રનાં ન્યાયનો ભંગ કરી, પોતાનાં આત્માને તે ભારેકર્મિ બનાવે છે. આવા ઢોંગી સાધુઓથી સમકિત સેંકડો ગાઉ દૂર રહે છે. તો પછી તે બીજાને તો સમકિત કયાંથી આપી શકે ? માત્ર દુનિયાને ઠગવાની એ બધી ઠગબાજી છે. પોતાનો મહિમા, યશ, અને કીર્તિ વધારવા માટે, એવી કપટજાળમાં કુમળા મગજનાં બાળકોને ફસાવી, આગળ જતા તેની પાસેથી ન કરવાનાં કામોને જન્મ આપી, પોતાનાં આશ્રિતોને અંધ-શ્રદ્ધામાં અથડાવે છે. પવિત્ર જૈન ધર્મ આવા ડોળઘાલુ-ઓને સાધુ તરીકે કદિ પણ પસંદ કરતો જ નથી.

શાંતિ૦—અહાહા ! ! ! શું એમ જ છે ? બંધુ, મને માફ કરશો. હવે મને સમજાય છે કે, સમકિત એ

એક અમૂલ્ય વસ્તુ છે. ધર્મનાં સ્વાંગ નીચે કેવી પોપલીલા ચાલે છે ? એનું હવે મને આજે ભાન થાય છે. બંધુ ! આ સર્વ આપનો ઉપકાર છે. જૈન સમાજની દરેક વ્યક્તિ સમકિતનાં સાચા સ્વરૂપને સત્વર ઓળખી લ્યે એમ હું ઇચ્છું છું, બંધુ હવે હું રજા લઇશ.

વિનય૦—ભાઇ ! આપનાં વિચાર પ્રદેશમાં સત્યતાનો પ્રવેશ થતો જોઈ હું આજે ઘણો જ ખુશ છું, સમાજ એ તો માત્ર ગાડરીઓ પ્રવાહ છે. ધર્મગુરૂઓ સાચા બને તો જરૂર એ પ્રવાહને સત્યનાં રાહ નજીક તે લાવી મુકે. બંધુ ! વળી કોઇ પ્રસંગે મળજો હો. જરૂર જ્ઞાનચર્ચાનો આપણે લાભ લેશું.

શાંતિ૦—ઉપકાર. લ્યો જયજીનેંદ્ર.

વિનય૦—જયજીનેંદ્ર; ભાઇ ! જયજીનેંદ્ર.

---

## પાંચ પ્રકારનાં અણુંવ્રત.

### પહેલું વ્રત.

પહેલું અણુંવ્રત-પહેલું સાધુનાં વ્રત થકી ઓછું વ્રત. થુલાઓ-મ્હોટું. પાણાઇવાયાઓ વેરમણું-પ્રાણી માત્રની હિંસાથી (એકંદ્રી સિવાયનાં બધા જીવો.) નિવર્તું છું. ત્રસજીવ-હાલી ચાલી શકે તેવા જીવ. બેઇંદ્રીય-બે ઇંદ્રીયવાળા જીવ. તેઇંદ્રીય-ત્રણ ઇંદ્રીયવાળા જીવ. ચો-

રેંદ્રિય—ચાર ઇંદ્રીયવાળા જીવ. પંચેંદ્રીય—પાંચ ઈંદ્રીય-વાળા જીવ. જીવ જાણી પ્રિછી—જીવોને ઓળખી નજરે દેખી. સ્વ સબંધી—મારા પોતાનાં કે મારા કોઇ સબંધીનાં. શરીર માંહેલા પીડાકારી—શરીરની અંદર વ્યાધિ ઉપજાવે તેવા કરમિયા વિગેરે. સ અપરાધી—મારો અપરાધ કર્યો હોય તે. વિગલેંદ્રિય વિનાં—ભાન વગરનાં જીવો. આકુટી—જાણી જોઈને. હણવા નિમીત્તે હણવાનાં પચ્ચ-ખ્ખાણ—હણવાની બુદ્ધિએ હણવાની બંધી. તથા સુક્ષમ એકેંદ્રિય પણ હણવાનાં પચ્ચખ્ખાણ-સુક્ષમ એકેંદ્રીય જીવ પણ મારવાની બંધી. જાવજીવાએ—જ્યાં સુધી આ કાયામાં જીવ છે ત્યાં સુધી. દુવિહં તિવીહેણં—બે કરણ અને ત્રણ જોગે. નકરેમિ નકારવેમી—હું કરૂં નહીં; અને બીજા પાસે કરાવું નહિં. મણસા વયસા કાયસા—મન, વચન, કાયાએ કરી. એહવા પહેલા થુલ પ્રાણાતિપાત વેરમણં-એહવા પહેલા મોટકા જીવ હણવા થકી. વ્રતનાં પંચ અઈયારા—નિવર્તવાનાં પાંચ અતિચાર. પાયાલા—મોટા પાતાળનાં કળશા સમાન. જાણીયવ્વા નસમારિયવ્વા—જાણવા પરંતુ આદરવા નહિં. તંજહા, તે આળોઉં—તે જેમ છે તેમ કહું છું. બંધે—દયા ઉઠી જાય તેવી રીતે કોઇ જીવને ચપોચપ બાંધેલો હોય. વહે—દયા રહિત કોઇ-પણ જીવને અતિશય માર માર્યો હોય. છવિછીએ-કોઇનાં શારીરિક અવયવો દુષ્ટ બુદ્ધિએ છેદેલા હોય. અઇભારે—કોઇ

જીવો ઉપર ગજા ઉપરાંત ભાર ભરેલો હોય.ભત્તપાણવોછેએ-કોઇપણ જીવને ભાત પાણી વિગેરેની અંતરાય પડાવેલ હોય. તસ્સ મિચ્છા મિ દુક્કડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## બીજું વ્રત.

બીજું અણુવ્રત-બીજું સાધુનાં વ્રત થકી ઓછું વ્રત. થુલાઓ-મ્હોટું. મુસાવાયાઓ વેરમણં-જુઠું બોલવા થકી નિવર્તુ છું. કન્નાલિક-વર કન્યાનાં વેવિશાળ આદિ કાર્યમાં. ગોવાલિક-ગાય, ભેંસાદિ ઢોર વિગેરેનાં વિક્રય કાર્યમાં. ભોમાલિક-જમીનાદિનાં વેચાણ કાર્યમાં. થાપણમોસો-કોઇએ વિશ્વાસે મુકેલી થાપણ ઓળવવાનાં કામમાં. મોટકી કુડી સાખ-જેનાથી મહાન અનર્થો ઉત્પન્ન થતા હોય, તેવી ખોટી સાક્ષી પુરવાના કામમાં. ઇત્યાદિ-એ વિગેરે જે જે કાર્યોમાં મહાન અસમાધિ ઉત્પન્ન થતી હોય. મોટકું જુઠું બોલવાનાં પચ્ચખ્ખાણ-એહવું મોટકું જુઠું બોલવાની બંધી. જાવ જીવાએ-જયાં સુધી આ કાયામાં જીવ રહે ત્યાં સુધી. દુવિહં તિવિહેણં-બે કરણ અને ત્રણ જોગે કરી. નકરેમિ નકારવેમિ-હું જુઠું બોલવાનું કામ કરૂં નહિં, અને બીજા પાસે તેવું કામ કરાવું નહિં. મણસા, વયસા, કાયસા,-મન, વચન, અને કાયાએ કરી. એહવા બીજા થુલ-એવા બીજા વ્રતમાં

મોટકું. મૃષાવાદ વેરમણું વ્રતનાં-જુઠું બોલવા થકી નિવર્તું છું. તે વ્રતના પંચ અઈયારા-પાંચ અતિચાર છે. જાણિયવ્વા ન સમાયરિયવ્વા-તે જાણવા પણ આદરવા નહિં. તંજહા તે આલોઉં-તે જેમ છે તેમ કહું છું. સહસા ભખ્ખાણે-કોઇ પણ જીવને ધ્રાસકો પડે તેવી વાત બોલાણી હોય. રહસ્સા ભખ્ખાણે-કોઈનાં છાનાં રહસ્યો ખુલ્લા કર્યાં હોય. સદાર મંત ભે એ-પોતાની સ્ત્રીનાં મર્મ ઉઘાડા કર્યાં હોય. મોસોવએસે-કોઇને ઉશ્કેરણી થાય એવો ખોટો ઉપદેશ કરેલો હોય. કુડલેહ કરણે-ખોટા લેખ દસ્તાવેજો કરેલા હોય. તસ્સ મિચ્છા મિ દુક્કડં.-તેનૂં ફળ મને નિષ્ફળ થાઓ.

---

## ત્રીજું વ્રત.

ત્રીજું અણુંવ્રત-ત્રીજું સાધુનાં વ્રત થકી ઓછું વ્રત. થુલાઓ-મહોટું. અદિન્ના દાણાઓ-અણદીધેલું લેવાથી.વેરમણું-નિવર્તુ છું.ખાતરખાણી-ખાતર પાડીને કોઈ પણ વસ્તુ ઉઠાવી લેવી તે. ગાંઠડી છોડી-ગાંસડી છોડીને કોઇપણ વસ્તુ ઉઠાવી લેવી તે. તાલુપર કુંચીએ કરી-કોઈનું તાળું બીજી કુંચીએ ઉઘાડીને કોઇ પણ વસ્તુ ઉઠાવી લેવી તે. પડિ વસ્તુ ધણીયાતી જાણી-પડેલી વસ્તુનો માલીક મળવા છતાં પચાવી પાડવી તે. ઇત્યાદિ-એ વિગેરે

જે જે કાર્યોમાં મહાન ચોરીનો ગુન્હો લાગુ પડતો હોય તે. **મોટકું અદત્તાદાન લેવાનાં પચ્ચખ્ખાણુ**–મોટકું અણુદીધેલું લેવાની બંધી. **સગા સબંધી** તથા **વ્યાપાર સબંધી, ન ભરમી વસ્તુ ઉપરાંત**–સગાઓ પરત્વેની, સબંધીઓ તરફની, અને વ્યાપાર સબંધીની ભરમ વિનાની વસ્તુ. જેમ કે દાતણુ, કાગળ, શાહી, પેનસિલ વિગેરે. એ ઉપરાંત **અદત્તાદાન લેવાનાં પચ્ચખ્ખાણુ**–અણુ દીધેલી વસ્તુ લેવાની બંધી. **જાવ જીવાએ**–જ્યાં સુધી આ કાયામાં જીવ રહે ત્યાં સુધી. **દુવિહં તિવીહેણું**–બે કરણુ અને ત્રણું જોગે કરી. **નકરેમિ, નકારવેમિ**–હું કરૂં નહિં અને બીજા પાસે કરાવું નહીં. **મણુસા, વયસા, કાયસા**–મન, વચન, કાયાએ કરી. **એહવા ત્રીજા થુલ**–એહવા ત્રીજા વ્રતથી મોટકું. **અદત્તાદાન વેરમણું વ્રતનાં**–અણુદીધેલું લેવા થકી નિવર્તુ છું. તે વ્રતનાં **પંચ અઈયારા**–પાંચ અતિચાર છે. **જાણીયવ્વા ન સમાયરિયવ્વા**–જાણવા પરંતુ આદરવા નહીં. **તંજહા તે આલોઉં**–તે જેમ છે તેમ કહું છું. **તેન્નાહડે**–ચોરાઉ વસ્તુ ખરીદ કરીને લીધી હોય. **તક્કરપઉગે**–ચોરને તેનાં ચોરીનાં કાર્યમાં મદદ કરી હોય. **વિરૂદ્ધ–રજાઈકમે**–રાજ્ય વિરૂદ્ધ આચરણ સેવેલું હોય. **કુડતોલે કુડમાણે**–ખોટા તોલ માપ વિગેરેથી જગતને છેતરવાનો ધંધો કરેલો હોય. **તપડિરૂવગ્ગવવહારે**–મૂળ વસ્તુમાં ફેરફાર કરી સારીને બદલે નરસી વસ્તુ કોઇને આપી હોય

યાતો ભેળસેળ કરીને આપી હોય. **તસ્સ મિચ્છા મી દુક્કડં**-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.



## ચોથું વ્રત.

**ચોથું અણુંવ્રત**-ચોથું ઉણુંવ્રત. **થુલાઓ**-મ્હોટું. **મેહુણાઓ વેરમણં**-મૈથુન થકી નિવર્તુ છું. ***સદારા સંતોષીએ**-પોતાની સ્ત્રીમાં સંતોષ રાખીને. **અવસેસં**-અવર સ્ત્રી સાથે. **મેહુણ વિહંના પચ્ચખ્ખાણ**-મથુન સેવવાની બંધી. **અને જે સ્ત્રી પુરૂષને મુળ થકી કાયાએ કરી મેહુણ સેવવાનાં પચ્ચખ્ખાણ હોય.**-મુળથી મથુનની બંધી કરી હોય તેવા સ્ત્રી પુરૂષોને. **તેને દેવતા મનુષ્ય તિર્યંચ સબંધી**-દેવતા, મનુષ્ય, પશુ વિગેરે સંગાથે. **મેહુણનાં પચ્ચખ્ખાણ**-મૈથુન સેવવાની બંધી છે. **જાવ જીવાએ**-જ્યાં સુધી કાયામાં જીવ રહે ત્યાં સુધી. **દેવતા સબંધી**-દેવતા સાથે અબ્રહ્મચર્ય સેવવાની બંધી. **દુવિહં તિવીહેણં**-બેકરણ અને ત્રણ જોગે કરી. **નકરેમી નકારવેમી**-હું પોતે કરૂં નહિ, અને બીજા પાસે કરાવું નહીં. **મણસા, વયસા, કાયસા,**-મન, વચન અને કાયાએ કરી. **મનુષ્ય,**

---

* આ શબ્દો પુરૂષોએજ બોલવા. પણ સ્ત્રી વર્ગે તો તે જગ્યાએ '**સભરથાર સંતોષીએ**' એજ શબ્દનો ઉપયોગ કરવો જોઇએ.

**તિર્યંચ, સબંધી**–મનુષ્ય પશુ વિગેરે સબંધમાં. **એગવિહં, એગવિહેણું**–એક કરણ ને એક જોગે કરી. **નકરેમી**–કરૂં નહીં. **કાયસા**–કાયાની કોટીએ કરી. **એહવા ચોથા થુલ**–એવા ચોથા મોટકા. **મેહુણ**–મૈથુન વ્રતનાં; **વેરમણં વતનાં**–તે થકી નિવર્તવાનાં. **પંચ અઈયારા**–પાંચ અતિચાર છે. **જાણિયવ્વા, નસમાયરિયવ્વા**–જાણવા પણ આદરવા નહિ. **તંજહા**, તે **આલોઉં**-તે જેમ છે તેમ કહું છું, **ઇત્તરિય પરિગ્ગહિય ગમણે**–પોતાની પરણેલી અતિ નાની ઉમરની સ્ત્રી સાથે પરિચયાદિ ભોગ ભોગવેલ હોય. **અપરિગ્ગહિય ગમણે**–જેની સાથે વેવિશાળ થયું છે, પણ લગ્નવિધિથી ગ્રહણ કરાએલ નથી તેની સાથે પરિચયાદિ ભોગ ભોગવેલ હોય. **અનંગ ક્રિડા**–પરદારા સંગાથે અનેરા અંગે અનેક પ્રકારની કામ ક્રિડા કરી હોય. **પરવિવાહકરણે**–દલાલી વિગેરેની આશાથી પારકાનાં વિવાહ નાતરાં વિગેરે કરી આપેલ હોય. **કામ ભોગેસુ તિવ્વાભિલાષા**–કામભોગને વિષે અતિ તિવ્ર અભિલાષા રાખી હોય. **તસ્સ મિચ્છા મી દુક્કડં**–તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## પાંચમું વ્રત.

**પાંચમું અણુંવ્રત**–પાંચમું ઉણુંવ્રત. **થુલાઓ**–મ્હોટું. **પરિગ્ગહાઓ વેરમણં**–પરિગ્રહ થકી નિવર્તું છું. **ખેત્ત-**

વથ્થુનું યથા પરિમાણુ-ક્ષેત્ર આદિ ખુલી જમીન, અને ઘર આદિ ઢાંકેલી જમીનની, યથાશક્તિ પ્રમાણે જે મર્યાદા કરી છે; હિરણ્ણુ સોવનનું યથા પરિમાણુ-સોના રૂપાની યથાશક્તિ પ્રમાણે જે મર્યાદા કરી છે; ધન ધાનનું યથા પરિમાણુ-મહોરબંધ નાણું, અને ચોવિસ પ્રકારનાં અનાજની યથાશક્તિ મુજબ જે મર્યાદા કરી છે. દુપદ ચોપદનું યથા પારમાણુ-બે પગા નોકર ચાકર આદિ અને ચાર પગા ગાય ભેંસ આદિની યથાશક્તિ પ્રમાણે જે મર્યાદા કરી છે. કુવિયનું યથા પરિમાણુ-ઘર વખરી આદિની યથાશક્તિ પ્રમાણે જે મર્યાદા કરી છે, એ યથા પરિમાણુ કીધું છે-એ પ્રમાણે જે જે પ્રકારની મર્યાદા કરી છે. તે ઉપરાંત પોતાનો પરિગ્રહ કરી રાખવાનાં પચ્ચખ્ખાણુ-તે ઉપરાંત ઉપર મુજબનો પરિગ્રહ રાખવાની બંધી. જાવજીવાએ-જ્યાં સુધી આ કાયામાં જીવ છે ત્યાં સુધી. એગવિહં, તિવીહેણું-એક કરણુ અને ત્રણુ જોગે કરી. નકરેમી-કરૂં નહીં. મણુસા, વયસા, કાયસા-મન, વચન, અને કાયાએ કરી. એહવા પાંચમાં થુલ-એવા પાંચમાં મ્હોટા. પરિગ્રહ પરિમાણુ-પરિગ્રહ વ્રતનું જે પ્રમાણુ બાંધ્યું હોય. વેરમણું વ્રતનાં-તેનાથી નિવર્તવાનાં. પંચઅઈયારા-પાંચ અતિચાર. જાણિયવ્વા નસમાયરિયવ્વા-જાણુવા પરંતુ આદરવા નહીં. તંજહા તે આલોઉં-તે જેમ છે તેમ કહું છું.ખેત્તવથ્થુ પ્પમાણાઇક્કમે

—ક્ષેત્ર આદિ ખુલી જમીન અને ઘર આદિ ઢાંકેલી જમીન ની મર્યાદાનું ઉલંઘન કર્યું હોય. હીરણુસોવન્ન પ્પમાણા ઈક્કમે-સોના રૂપાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હોય. ધન ધાન પ્પમાણાઇક્કમે-મહોરબંધ નાણું, અને ચોવિસ પ્રકારનાં ધાન્યની મર્યાદાનું ઉલંઘન કર્યું હોય. દુપદ ચૌપદ પ્પમાણાઈક્કમે-બેપગા નોકર ચાકર, અને ચાર પગા ગાય ભેંસ આદિની મર્યાદાનું ઉલંઘન કર્યું હોય. કુવિય પ્પમાણાઈક્કમે-ઘરવખરી આદિની મર્યાદાનું ઉલંઘન કર્યું હોય. તસ્સ મિચ્છામી દુક્કડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## પાંચ અણુંવ્રત વિષેનો સંવાદ નં. ૩.

કિશોરસિંહ—પ્રિય બંધુ પ્રતાપસિંહ! આજનું સૃષ્ટિ સૌંદર્ય અલૌકીક છે; વાતાવરણની શુદ્ધિ પણ ઘણી સારી છે અને સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપિ રહેલ હોવાથી, ખરેખર હૃદય પ્રફુલીત બને છે. આજનાં ધર્માલયો વસ્તીનાં ગીચ પ્રદેશમાંથી છુટી જો આવી શાંત અને વિશુદ્ધ ભૂમિમાં આવી વસે, તો મુમુક્ષુ આત્માઓને ધાર્મિક બળમાં યોગ્ય પોષણ મળી શકે. કેમ ખરૂં કે નહીં?

પ્રતાપ૦—યથાર્થ છે, પણ બંધુ! એ બનવું ઘણું અશકય છે. કેટલાક રૂઢ સંસ્કારોએ, આમ વર્ગમાં એવી

તો જડ ઘાલી દીધેલી છે કે, આવી ઉપયોગી વાત તેના મગજમાં એકદમ ઉતરવી, એ આકાશ કુસુમવત્ છે. કેમ ભાઈ! આવા વિશુદ્ધ વાતાવરણનો લાભ લઇ, આપણે આપણી જ્ઞાન ચર્ચા જરા આગળ લંબાવીશું ?

કિશોર૦—વાહ વાહ! ઘણી જ ખુશીની વાત. ઠીક આપે યાદી આપી, કહો ત્યારે, સમકિતી જીવોને કયા શબ્દોથી સંબોધી શકાય?

પ્રતાપ૦—તેવા જીવો 'શ્રાવક' અને 'શ્રાવિકા' એ નામનાં વિશેષણોથી શોભાસ્પદ બને છે.

કીશોર૦—જીવન વ્યવહારની આદર્શતા માટે, શ્રાવક અને શ્રાવિકાને વર્તવા સારૂ સૂત્રકારે કેટલા નિયમો બાંધેલા છે? અને તે નિયમોનાં સમુહને હાલ શું કહે છે?

પ્રતાપ૦—બાર નિયમો બતાવેલા છે. અને તેને 'બાર વ્રતો' એ નામથી ઓળખાવેલ છે.

કિશોર૦—વ્રત એટલે શું? અને વ્રત લેવાથી શું ફાયદો ?

પ્રતાપ૦—વ્રત એટલે શુભાશુભ વૃત્તિઓને સંકોચી, તેને મર્યાદાશિલ બનાવનાર એક પ્રાણમય યંત્ર. વ્રત પાળવાથી કેટલીક લાલસાઓ ઓછી થાય છે. જેમ લાલસા ઓછી, તેમ કર્મ બંધણી ઓછી. અને જેમ કર્મ બંધન ઓછું; તેમ સંસારનું પરિભ્રમણ પણ ઓછું જ સમજવું.

કિશોર૨૦—બાર વ્રતનાં કેટલા વર્ગ પાડયા છે? અને તે કયા કયા?

પ્રતાપ૫૦—તેનાં ત્રણ વર્ગ છે. ૧ અણુંવ્રત; ૨ ગુણ વ્રત; અને ૩ શિક્ષાવ્રત.

કિશોર૨૦—અણુંવ્રત એટલે શું? એવા અણુંવ્રતો કેટલા છે? અને તે કયા કયા?

પ્રતાપ૫૦—અણુંવ્રત એટલે ત્યાગી મુનિ મહાત્માઓની અપેક્ષાએ નાનું વ્રત. મુનિ મહાત્માઓને દરેક વ્રતો નવકોટી, ઓગણપચાસ ભાંગા, અને બસોબાવન ભેદે પાળવાનાં હોવાથી તેનાં તે વ્રતોને 'મહાવ્રતો'ની ઉપમા આપી છે. ત્યારે શ્રાવક શ્રાવીકાને તે વ્રતો માત્ર છ કોટીએજ પાળવાનાં હોય છે. આવા અણુંવ્રતો પાંચ છે. ૧ પ્રાણાતિપાત; ૨ મૃષાવાદ; ૩ અદત્તાદાન; ૪ મૈથુન; અને ૫ પરિગ્રહ.

કિશોર૨૦—પેલું અણુંવ્રત શા માટે મુકયું છે? તેમાં કેવાનાં પચ્ચખ્ખાણ કરેલા છે? અને તેનાં પાંચ અતિચારોનાં ક્રમવાર શું શું નામો છે?

પ્રતાપ૫૦—જીવહિંસાથી અલગ રહેવા માટે તે વ્રતની યોજના સૂત્રકારે કરેલી છે. સંસારનાં વ્યવહારની અંદર જરા પણ ખામી ન પડે, તેનાં માટે તે સૂત્રકારે બહુજ અગમચેતી વાપરી છે. પોતાનાં અને પોતાનાં સંબંધીયોનાં શરીરની અંદર વ્યાધી ઉપજાવે તેવા કરમીયા વિગેરે જીવો;

તથા જેણે પોતાનો અને પોતાનાં સંબંધીયોનો અપરાધ કરેલો છે તેવા જીવો. પણ તેમાં ભાન વગરનાં વિગલેંદ્રીય જીવોને બાદ કરી તે ઉપરાંત ત્રસ જીવોને હણવાની બુદ્ધિએ હણવાનાં તેમાં પચ્ચખ્ખાણ કરેલા છે. આમાં સુક્ષ્મ એકેંદ્રી જીવોને પણ હણવાની બંધી કરેલી છે. એ વ્રતનાં બંધે, વહે, છવિછીએ, અઈભારે, અને ભત્તપાણવોછેએ; એમ અનુક્રમે પાંચ અતિચારો છે.

કિશોર૦—અસત્યથી નિવૃત થવા માટેનાં વ્રતને કેવું વ્રત કહે છે? અને તે કેટલામું અણુંવ્રત છે? તેમજ તે વ્રતમાં કેવા પ્રકારનું જુઠું નહિં બોલવા માટે ફરમાન છે? તથા તેનાં અતિચારો કેટલા અને કયા કયા છે?

પ્રતાપ૦—તેને ‘ મૃષાવાદ ’ કહે છે. આ બીજું અણુંવ્રત છે. અને તે વર કન્યાનાં વેવીશાળ આદિ કાર્યોમાં; ગાય ભેંસ આદિ જાનવરનાં કાર્યોમાં; ઘર, હાટ, હવેલી આદિ જમીન વેચાણનાં કાર્યોમાં; પારકી થાપણો અનામત રાખવાનાં કાર્યોમાં; અને જેનાથી મહાન અનર્થ પેદા થતો હોય, તેવી ખોટી સાક્ષી પુરવાનાં કાર્યોમાં, ઈત્યાદિ જે જે કામોની અંદર મહાન્ અસમાધી ઉત્પન્ન થતી હોય, તે તે દરેક કામોની અંદર જુઠું નહીં બોલવા માટેનું ખાસ ફરમાન છે. આ વ્રતનાં પાંચ અતિચારો છે. અને તે સહસાભખ્ખાણે, રહસાભખ્ખાણે, સદારમંતભેએ, મોસોવએસે અને કુડલેહકરણે, એ તેનાં નામો છે.

કિશોર૦—ત્રીજું અણુંવ્રત શા માટે છે? અને તેમાં કેવાની બંધી કરેલી છે? તેમજ તે વ્રતનું શું નામ છે?

પ્રતાપ૦—ચોરી નહિં કરવા માટે ત્રીજું વ્રત છે. આ વ્રતમાં ખાતર વિગેરે પાડીને, ગાંસડી પ્રમુખ છોડીને, તાળા ઉપર કોઈ ચાવી લાગુ પાડીને, અને પડી વસ્તુ પર ખોટી-રીતે માલીકીપણું સાબીત કરીને કોઈપણ વસ્તુ લેવાની બંધી કરી છે. આ વ્રતને 'અદત્તાદાન વ્રત' કહે છે.

કિશોર૦—'મેહુણ' નામે ચોથા અણુંવ્રતનાં કેટલા ભાગો પાડી શકાય? અને તે કયા કયા? તેમજ તે તે ભાગોનાં ગર્ભ પ્રદેશમાં કેવા પ્રકારનો ગુઢ ભાવાર્થ રહેલો છે?

પ્રતાપ૦—તેનાં બે ભાગ પાડી શકાય. ૧ દેશથી; અને ૨ સર્વથી. સ્વ સ્ત્રી સિવાય અન્ય પુરૂષનાં સેવનથી અલગ રહેનાર પુરૂષ, અને સ્વપુરૂષ સિવાય અન્ય પુરૂષના સેવનથી અલગ રહેનાર સ્ત્રી; એવી રીતે જે પુરૂષ અને સ્ત્રી સંતોષનાં ઘરમાં પ્રવેશ કરી, ઉપર મુજબનાં પ્રત્યાખ્યાન કરે છે, તે દેશથી બ્રહ્મચર્ય વ્રતધારી છે એમ કહી શકાય. અને જે મુળથીજ વિષય સેવન પ્રત્યે ગ્લાની ધરાવી વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞાનું યથાર્થ પાલન કરે છે; તે સર્વથી બ્રહ્મચર્ય વ્રતધારી છે એમ કહી શકાય છે.

કિશોર૦—મીત્ર પ્રતાપસિંહ! આજકાલ તો જે પુરૂષ અગર સ્ત્રી દેશથી ચોથું વ્રત ધારણ કરી વિશુદ્ધ ભાવે તેનું પ્રતિપાલન કરે છે, તેને પ્રજોત્પત્તિ થએ ઘેલી

દુનીઆ વગોવવામાં બાકી રાખતી નથી તેનું શું કારણ?

પ્રતાપ૦-એ ઘેલી દુનિઆ શાસ્ત્રનાં ગુઢ રહસ્યો જાણવા માટેની દરકાર ક્યારે કરે છે? એવા અકલનાં ઓથમીરો 'શાસ્ત્ર' ને 'શસ્ત્ર' બનાવી પોતાની મેળે પોતાનાં આત્માનેજ હણવાનું કાર્ય કરતા જણાય છે.

કિશોર૦--પાંચમાં અણુંવ્રતમાં તેવા પ્રકારનાં પરિગ્રહની મર્યાદા માટે સૂચન થએલું છે? તેમજ તેનાં અતિચારો કેટલા? અને તે કયા કયા છે?

પ્રતાપ૦—ખુલ્લી અને ઢાંકેલી જમીનની, સોના અને રૂપાની, મહોરબંધ નાણું અને સર્વ પ્રકારનાં ધાન્યની, નોકર ચાકર અને ગાય ભેંસ પ્રમુખની અને ઘર વખરીની મર્યાદા કરવા માટે કહેવામાં આવ્યું છે. તેનાં પાંચ અતિચારો છે. અને તે ખેતવથ્થુ પમ્માણાઇકમ્મે, હિરણસોવન પમ્માણાઇકમ્મે, ધન ધાન પમ્માણાઇકમ્મે દુપદ ચોપદપમ્માણાઇકમ્મે, અને કુવિય પમ્માણાઇકમ્મે એ તેનાં નામો છે.

કિશોર૦--બંધુ પ્રતાપસિંહ! તમારૂં જ્ઞાન વિશાળ છે. આજે મને અમુલ્ય લાભ મળેલો છે. આપેલી તકલીફ માટે હું આપની ક્ષમા ચાહું છું.

પ્રતાપ૦—બંધુ! ક્ષમાની જરૂર નથી. મેં માત્ર મારી ફરજ અદા કરી છે. લ્યો જયવીર.

કિશોર૦--જયવીર; ભાઇ! જયવીર.

---

# ત્રણ પ્રકારનાં ગુણવ્રત.

---

## છઠું વ્રત.

છઠું દિસિવ્રત—દિશાઓની મર્યાદા બાંધવાનું વ્રત. ઉર્ધ્વદિસીનું યથા પરિમાણ—પર્વતાદિ ઉંચે ચડવાની દિશાનું યથા શક્તિ મુજબ જે માપ બાંધેલું છે. અધોદિસીનું યથા પરિમાણ—ગુફા આદિ નીચે જવાની દિશાનું જે માપ બાંધેલું છે. તિરીયદિસીનું યથા પરિમાણ—વચલી જળ સ્થળ આદિ ચારે દિશાનું યથા શકિત જે માપ બાંધેલું છે. એ યથા પરિમાણ કીધું છે તે ઉપરાંત—એ પ્રમાણે હદ બાંધી છે તે ઉપરાંત. સઇચ્છાએ કાયાએ જઈને—પોતાની મરજીથી કાયાએ કરીને. પાંચ આશ્રવ—પાંચ પાપકારી કાર્યો જેવા કે હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ. અઢાર પાપ સ્થાનક—અઢાર પ્રકારનાં પાપ સ્થાનકો. સેવવાનાં પચ્ચખ્ખાણ—સેવવાની બંધી—જાવજીવાએ—જયાં સુધી આ કાયામાં જીવ રહે ત્યાં સુધી. દુવિહં તિવીહેણં—બે કરણ અને ત્રણ જોગે કરી. નકરેમિ નકારવેમિ—હું કરૂં નહિં; અને બીજા પાસે કરાવું નહી. મણસા, વયસા, કાયસા,—મન, વચન, કાયાએ કરી. એહવા છઠા દિસી વેરમણં વ્રતનાં—એ પ્રમાણે બાંધેલી દિશાની હદ ઉપરાંત કોઇ દિશા તરફ જવાનું છોડી દેવાનાં

વ્રતનાં, પંચ અઈયારા—પાંચ અતિચાર છે. જાણિયવ્વા નસમાયરિયવ્વા—તે જાણી લેવા પરંતુ આદરવા નહિં. તંજહા તે આલોઉં—તે જેમ છે તે પ્રમાણે કહું છું. ઉડ્ઢ-દિસીપરમાણાઈક્કમે—ઉંચી દિશાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હોય. અધો દિસીપરમાણાઇક્કમે—નિચી દિશાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હોય. તિરીય દિસીપરમાણાઈક્કમે—વચલી દિશાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હોય. ખેતવુઢ્ઢી—એક દિશા ઘટાડીને બીજી દિશા વધારી હોય. સઇ અંતરધાએ—સંદેહ પડયા છતાં આગળ ચલાણું હોય. તસ્સ મિચ્છામી દુક્કડં—તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## સાતમું વ્રત.

સાતમું વ્રત ઉવભોગ—જે વસ્તુ એક વાર ભોગવાય તેવી અન્ન વિગેરે. પરિભોગવિહં—વારંવાર ભોગવાય તેવા વસ્ત્ર અલંકારો વિગેરે. પચ્ચખ્ખાયમાણે—પ્રતિજ્ઞા કરતા થકા. ૧ ઉલ્લણીયાવિહં—અંગ લુવાનાં વસ્ત્રની વિધી. ૨ દંતણ-વિહં—દાતણની મર્યાદા. ૩ ફળવિહં—ફળની મર્યાદા. ૪ અભ્યંગણવિહં—તેલાદિ શરીરે ચોપડવાની મર્યાદા. ૫ ઉવટ્ટણ-વિહં—શરીરે મર્દન કરવાની મર્યાદા. ૬ મંજણવિહં—નાવા-નાં પાણી વિગેરેની મર્યાદા. ૭ વથ્થવિહં—વસ્ત્ર વિગેરેની મર્યાદા. ૮ વિલેવણવિહં—સુખડ આદિ વિલેપણ કરવાની

મર્યાદા. ૯ પુપ્ફવિહં-ફુલની મર્યાદા. ૧૦ આભરણવિહ -ઘરેણાં આદિ પહેરવાની મર્યાદા. ૧૧ ધુપવિહં-ધુપની મર્યાદા. ૧૨ પેજવિહં-પીવાની વસ્તુ વિગેરે ઔષધાદિકની મર્યાદા. ૧૩ ભખ્ખણવિહં-સુખડી આદિ ખાવાની વસ્તુની મર્યાદા. ૧૪ ઉદનવિહં-ધાનની જાતીની મર્યાદા. ૧૫ સુપ-વિહં-કઠોળ આદિની મર્યાદા. ૧૬ વિગયવિહં-ઘી, ગોળ, સાકર, દુધ, દહીં, તેલ વિગેરે વિગયની મર્યાદા. ૧૭ સાક-વિહં-લીલોતરી શાક વિગેરેની મર્યાદા. ૧૮ માહુરવિહં-મેવાની મર્યાદા. ૧૯ જમણવિહં-અમુક અમુક વખતે જમ-વાની મર્યાદા. ૨૦ પાણિવિહં-પાણીનાં તોલ તથા વખતની મર્યાદા. ૨૧ સુખવાસવિહં-સોપારી આદિ મુખવાસની મર્યાદા. ૨૨ વાહનીવિહં-પગરખા વિગેરેની મર્યાદા. ૨૩ વાહનવિહં-વાહનની મર્યાદા, ૨૪ શયણવિહં-સુવા બેસ-વાનાં આસનની મર્યાદા. ૨૫ સચિત્તવિહં-સચેત વસ્તુની મર્યાદા. ૨૬ દવ્વવિહં-અન્ય દ્રવ્ય વિગેરેની મર્યાદા. ઇત્યા-દિકનું યથા પરિમાણ કીધું છે-ઉપરની વસ્તુ તથા તે સિવાયની અન્ય વસ્તુની જે મર્યાદા બાંધી છે. તે ઉપરાંત ઉવભોગ-તે ઉપરાંત એક વખત ભોગવાય તેવી વસ્તુ. પરિ-ભોગ-વારંવાર ભોગવી શકાય તેવી વસ્તુ. ભોગ નિમીત્તે ભોગવવાનાં પચ્ચખ્ખાણ-ભોગવવાનાં આશય વડે ભોગ-વવાની બંધી. જાવજીવાએ-જ્યાં સુધી આ કાયામાં જીવ છે ત્યાં સુધી. એગવિહં તિવીહેણં-એક કરણે અનેત્રણ

જોગે કરી. નકરેમિ-હું કરૂં નહિં. મણસા, વયસા, કાયસા—મન, વચન, કાયાએ કરીને. **એહવા સાતમાં** ઉવભોગ, પરિભોગ-એકવાર અને અનેકવાર ભોગવાય તેવી વસ્તુ. દુવિહે-બે પ્રકાર. પન્નંતે-પ્રરૂપ્યા છે. તંજહા:-તે જેમ છે તેમ કહું છું. ભોયણાઉય-ભોજન થકી. કમ્મ-ઉય-કર્મ થકી. **ભોયણાઉય**-ભોજન થકી. **સમણો વાસ-એણું**-સાધુનાં પાસાનાં સેવનાર શ્રાવકને. **પંચ અઈઆરા**-પાંચ અતિચાર. **જાણિયવ્વા નસમાયરિયવ્વા**-જાણવા પણ આદરવા નહિં. **તંજહા તે આલોઉં**-તે જેમ છે તેમ કહું છું. ૧ **સચિત્તાહારે**-સચેત વસ્તુ હદ ઉપરાંત વાપરી હોય તે. ૨ સચિત્ત **પડિબદ્ધાહારે**-સચેતનાં સાથે જોઇન્ટ લિંબડાનાં ગુંદ વિગેરે વાપરેલા હોય. ૩ **અપ્પોલિયો સહી ભખ્ખણયા**-જેમાં જીવનાં પ્રદેશ રહી ગયા હોય તેવી કાચી વસ્તુ ખાધેલી હોય. ૪ **દુપ્પોલિયો સહી ભખ્ખણયા**-અડધું કાચું ને અડધું પાકું એવી ચીજ ભડથાં વિગેરે ખાધેલ હોય. ૫ **તુચ્છો સહી ભખ્ખણયા**-ખાવું થોડું ને નાખી દેવું ઝાઝું. એવી શેરડી, સિતાફળ ઇત્યાદિ વસ્તુ ખાધેલી હોય, કમ્મઉણું-વ્યાપારનાં. **સમણોવાસએણું**-શ્રાવકને. **પન્નરસ કમ્મદાણાઇ**-પંદરે પ્રકારે કર્મ આવવાનાં સ્થળો. **જાણિયવ્વા નસમાયરિયવ્વા**-તે જાણી લેવા પરંતુ આદરવા નહિ. **તંજહા તે આલોઉં**-તે જેમ છે તેમ કહું છું. ૧ ઇંગાલકમ્મે-લુવારાદિ અગ્નિનો વ્યાપાર કરેલો હોય. ૨

વણુકમ્મે-વનનાં ઝાડો વિગેરે કાપવાનો વેપાર કરેલો હોય. ૩ સાડીકમ્મે-અનેક વસ્તુ ભેગી કરી તેનો સોડ કરવાનો વ્યાપાર કરેલો હોય. ૪ ભાડીકમ્મે-ઘર, હાટ, હવેલી વિગેરે ખાસ ભાડા નિમીત્તે નવા કરાવી તેનો ભાડા ખાવાનો વ્યાપાર કરેલો હોય. ૫ ફોડીકમ્મે-ધરતીનાં પેટ ફોડવા વિગેરેનો વ્યાપાર કરેલો હોય. ૬ દંતવાણિજ્જે-હાથી દાંત વિગેરેનો વ્યાપાર કરેલો હોય. ૭ કેસવાણિજ્જે-ચમરી ગાય આદિનાં વાળનો વ્યાપાર કરેલો હોય. ૮ રસવાણિજ્જે-તેલ, ઘી, આદિ રસનો વ્યાપાર કરેલો હોય. ૯ લખ્ખવાણિજ્જે-લાખ આદિ રંગવાનો વ્યાપાર કરેલો હોય. ૧૦ વિસવાણિજ્જે-અફિણ, સોમલ, આદિ ઝેરી વસ્તુનો વ્યાપાર કરેલો હોય. ૧૧ જંતુ પિલ્લણકમ્મે-યંત્રાદિવડે કોઇ પણ વસ્તુ પીલવાનો વ્યાપાર કરેલો હોય. ૧૨ નીલંચ્છણકમ્મે-નાક, કાન આદિ અવયવો છેદવાનું કામ કરેલું હોય, દવગ્ગિદાવણીયા-અનેક પ્રકારના દાવાનળો લગાડેલા હોય. ૧૪ સર દહ તલાગ પારસોસણીયા-સરોવર, દ્રહ, કુંડ, વાવ, કુવા, તળાવ વિગેરે ઉલેચાવ્યા હોય. ૧૫ અસઈજણ પોસણિયા-જેનાથી અનેક પ્રકારની અસઝાય ઉત્પન્ન થાય, તેવા હિંસક જાનવરોને પાળી પોષી મોટા કરી તેને વેચવાનો વ્યાપાર કરેલો હોય. તસ્સ મિચ્છામી દુક્કડં.-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## આઠમું વ્રત.

આઠમું અણુંત્થા દંડનું વેરમણું—આત્મા અર્થ વિનાં દંડાય તેવા કાર્યોથી નિવર્તું છું. ચઉવહે અણુત્થાદંડે–તે ખાસ કરીને ચાર કારણે દંડાય છે. પન્નંતે તંજહા –તે જે પ્રકારે પ્રરૂપ્યા છે તે પ્રકારે કહું છું. અવઝઝાણા ચરિયં–આર્ત અને રૌદ્ર જેવા માઠા ધ્યાનો ધરવાથી. પમાયા ચરિયં–અનેક પ્રકારનાં પ્રમાદોનું સેવન કરવાથી. હુંસપ્પયાણું–હિંસાકારી શસ્ત્રો અન્યને આપેલા હોય. પાવકમ્મોવએસં–પાપ કર્મનો ઉપદેશ આપવાથી. એહવા આઠમાં અનર્થ દંડ સેવવાનાં પચ્ચખ્ખાણ–એ પ્રકારે આત્મા અર્થવિનાં જે દંડાય છે તેની હું બંધી કરૂં છું. જાવ જીવાએ–જ્યાંસુધી આ કાયામાં જીવ છે. ત્યાં સુધી. દુવિહં તિવીહેણં–બે કરણ અને ત્રણ જોગે કરી. નકરેમિ, નકારવેમિ-હું કરૂં નહિં, અને બીજા પાસે કરાવું નહિ. મણસા, વયસા, કાયસા--મન, વચન, કાયાએ કરી. એહવા આઠમાં અણુંત્થા દંડ વેરમણુંવ્રતનાં–એમ આત્મા જે અર્થવિનાં દંડાય છે તે વ્રતનાં. પંચ અઈયારા–પાંચ અતિચાર. જાણિયવ્વા નસમાયરિયવ્વા–જાણવા પરંતુ આદરવા નહિં. તંજહા તે આલોઉં–તે જેમ છે તેમ કહું છું. કંદપ્પે–કામોત્તજક શૃંગારિક વાતો વિનોદ કરેલ હોય. કુકુઇએ–વિચિત્ર ભયાનક ચેષ્ટાઓ કરી અન્યને ભય પમાડેલ હોય. મોહરીએ–મોઢે મીઠું બોલી પાછળથી ગેરવર્તણુક

ચલાવી હોય તેમજ મોઢામાંથી 'મમા' 'ચચા' વિગેરેની ખરાબ ભાષાનો ઉપયોગ કરેલો હોય. સંજુત્તાહિગરણે-જેનાથી અસઝાય-અસમાધી ઉત્પન્ન થાય એવા ઘણાં હથીયારો ભેગા કરેલા હોય. ઉવભોગ પરિભોગ અઈરત્તે-એકવાર અને વારંવાર ભોગવાય તેવી વસ્તુનાં સંગ્રહ માટે અને ભોગવવા માટે અતિ તીવ્ર અભિલાષા રાખેલી હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## ત્રણ ગુણવ્રત વિષેનો સંવાદ નં. ૪

વિવેકચંદ્ર—પ્રિય બંધુ ધર્મચંદ્ર! આજે અષ્ટમિનો પવિત્ર દિવસ છે, સત્ પુરૂષની વાણીનો અલભ્ય લાભ આજે આપણે જતો કરવો, એ તો ઠીક નહિં. કેમ ઉપાશ્રયે જશું? તમારી શી ઇચ્છા છે?

ધર્મચંદ્ર—બંધુ વિવેકચંદ્ર! તમારી સહૃદયતા માટે મને મોટું માન છે. ત્રણ ગુણ વ્રત વિષેની યોગ્ય માહેતી આપની પાસેથી મેળવવા માટે, આજે મેં નક્કી કરેલ છે. તો જરા ટુંકાણમાં તે વિષય ચર્ચિ, તે લાભ લેવા માટે જરૂર આપણે ઉપાશ્રયે જશું. કેમ ખરૂં કે નહીં?

વિવેક૦—બરાબર છે. જ્ઞાનચર્ચાની સાથે સત્ પુરૂષની વાણીનો લાભ, એ તો એક અલભ્ય વસ્તુ ગણી શકાય. કહો ત્યારે, તે સંબંધમાં તમારો પ્રથમ પ્રશ્ન કેવા પ્રકારનો છે?

ધર્મ૦—ગુણવ્રત એટલે શું? અને તેવા કેટલા ગુણ વ્રતનો બીજા વર્ગમાં સમાવેશ થાય છે? તેમજ તેનાં શું શું નામો છે?

વિવેક૦—પાંચ અણુંવ્રતમાં જે આગાર રાખેલ છે; તે કાંઇ આખા લોકમાં રાખવાની જરૂર નથી. અમુક ક્ષેત્ર-માંજ તે આગાર રાખે; અને તે ઉપરાંતના ક્ષેત્રમાં સર્વ પ્રકારે બંધ કરે તો કાંઇ વહેવાર અટકે નહી. આમ પાંચ અણુંવ્રતમાં જે આગાર રહેલા છે, તે બુરાય જવાથી આત્માને ગુણ થાય. માટે તેને ગુણ વ્રત કહેવામાં આવે છે. આવા ગુણ વ્રતોની સંખ્યા ત્રણની છે. ૧ દિસીવ્રત; ૨ ઉવ-ભોગ પરિભોગ વ્રત; અને ૩ અણંથાદંડ વ્રત. એ તેનાં નામો છે.

ધર્મ૦—દિસી વ્રત એટલે શું? અને તેમાં કરણ કોટીનો યોગ કેવા પ્રકારનો છે? તેમજ તે વ્રતનાં અતિચાર પણ કેટલા છે?

વિવેક૦—દસે દીશામાંથી આવતો આશ્રવ રોકવા માટે, તે દિશાઓનાં માપને સંકોચી લઇ, સંવર સ્થિતીમાં આવવા માટે મર્યાદાશીલ બનવું; તેનું નામ દિસીવ્રત. તેમાં બે કરણ અને ત્રણ જોગનો સમાવેશ થાય છે. તેમજ તે વ્રતનાં પાંચ અતિચારો છે.

ધર્મ૦—દીશાઓની મર્યાદા બાંધવાનું શું કારણ?

વિવેક૦—પૂર્વ ભવાંતરોને વિષે કરેલા અશુભ કર્મ, તથા મુકેલા અશુભ સાધનોથી ચાલી આવતી 'રાવઈ'ને અટકાવવા માટે.

ધર્મ૦—એકવાર અને અનેકવાર ભોગવી શકાય તેવી ચીજોની મર્યાદા બાંધવા માટે, જે 'ઉવભોગ, પરિભોગ વ્રત'માં બતાવવામાં આવેલ છે તેનું શું કારણ?

વિવેક૦—મનુષ્ય તૃષ્ણાના સંસર્ગને લઇ, અનીતિમય જીવન ગુજારવા તરફ લક્ષ રાખી, કર્મ બંધનનાં કારણભુત બને છે. માટે તેવા જીવોને કંઇક સમતાનાં ઘરમાં પ્રવેશ કરવા માટે તે વ્રત અતિ ઉપયોગી છે.

ધર્મ૦—તે વ્રતનાં મુળ ભેદ કેટલા છે? અને તે કયા કયા?

વિવેક૦—તેનાં બે ભેદ છે. ૧ ભોજન પાનાદિ; ૨ કમ્મ એટલે વ્યાપારાદિનો.

ધર્મ૦—ભોજનાદિ નામે પહેલા ભેદના કેટલા અતિચારો છે અને તે કયા કયા?

વિવેક૦—તેનાં પાંચ અતિચારો છે. ૧ સચિત્તાહારે; ૨ સચિત્ત પડી બદ્ધાહારે; ૩ અપ્પોલીયો સહી ભખ્ખણયા, ૪ દુપ્પોલીયો સહી ભખ્ખણયા; અને ૫ તુચ્છો સહી ભખ્ખણયા; એ તેનાં નામો છે.

ધર્મ૦—'ઇંગાલકમ્મે'થી અસઇજણ પોસણીયા'સુધીનાં જે પંદર અતિચારો છે; તે અતિચારો કેનાં છે?

વિવેક૦—તે કર્માદાન એટલે વ્યાપારાદિ નામે બીજા ભેદનાં છે.

ધર્મ૦—અણુંત્થાદંડ વ્રત નામે ત્રીજા ગુણવ્રતમાં આત્મા અમથો અમથો દંડાય છે એમ કહ્યું. એટલે શું સમજવું?

વિવેક—કારણ વિનાં હાસ્ય, ઠઠા, મશ્કરી વડે અસત્ય તથા મિશ્ર ભાષાનો ઉપયોગ કરવાથી, કેટલીક અસમાધી-મય પ્રવૃત્તિનો ઉદય થાય છે. આથી આત્માની સાથે કર્મનો બંધ પડે છે. કહો! આના જેવું ખરાબ કામ બીજું કયુ હોઇ શકે?

ધર્મ૦—ત્રણે ગુણ વ્રતમાં કરણ કોટીનો યોગ કેવા પ્રકારે છે?

વિવેક૦—દિસીવ્રતમાં બે કરણ ને ત્રણ જોગ; ઉવ-ભોગ પરિભોગ વ્રતમાં એક કરણ ને ત્રણ જોગ; અને અણું-ત્થાદંડ વ્રતમાં બે કરણ ને ત્રણ જોગ રહેલા છે. એટલે દિસીવ્રત, અને અણુંત્થાદંડ વ્રત છ કોટીએ છે, અને ઉવ-ભોગ પરિભોગ વ્રત ત્રણ કોટીએ છે.

ધર્મ૦—સ્નેહીબંધુ વિવેકચંદ્ર! તત્વજ્ઞાનનું ઉંડુ રહસ્ય સમજવા માટે હજી ઘણાં પ્રશ્નો બાકી રહે છે; પરંતુ હવે અવકાશે વાત. ચાલો! ઉપાશ્રયે જઇ હવે આપણે સત્ પુરૂષનાં દર્શન કરી તેની અમૂલ્ય વાણીનો અલભ્ય લાભ ઉઠાવીએ. બંધુ! તમારી માયાળુ પ્રકૃતિ માટે હું તમારો ઉપકાર માનું છું.

વિવેક૦—વાહ વાહ!!! ઠીક યાદી આપી. સ્નેહી બંધુ ધર્મચંદ્ર! જ્ઞાનચર્ચાની ધુનમાં હું તો તે વાત વિસરી ગયો હતો. ચાલો સત્વર જઇએ. આપે મારો જે ઉપકાર માન્યો તે અસ્થાને છે. કેમકે તત્વજ્ઞાનમાં સમભાગી ઉભય પાત્રો વચ્ચે, કોણે કોનો ઉપકાર માનવો એ પ્રશ્ન અતિ ગંભીર છે. છતાં તમારી સહૃદયતા માટે મને મોટું માન છે. લ્યો જયજીનેંન્દ્ર.

ધર્મ૦—જયજીનેંન્દ્ર; ભાઈ! જયજીનેંન્દ્ર.

## ચાર શિક્ષા વ્રત.

### નવમું શિક્ષા વ્રત.

નવમું સામાયિક વ્રત—સમતા રૂપિ સામાયિક વ્રત. સાવજ્જ જોગનું વેરમણં–આશ્રવકારી ઘટનાથી નિવર્તુ છું.જાવનિયમ–જ્યાં સુધી નિયમની મર્યાદા કરી છે ત્યાં સુધી. પજ્જુવાસામિ-સંવરમય ઘટનાને સેવું છું. દુવિહં, તિવિહેણં–બે કરણ અને ત્રણ જોગે કરી. નકરેમિ નકારવેમી-હું આશ્રવ સેવું નહીં; અને બીજા પાસે સેવરાવું નહીં. મણસા, વયસા કાયસા–મન, વચન, અને કાયાએ કરી. એવી મારી સદહણાં પરૂપણાં સામાયિકનો અવસર આવ્યો છે અને સામાયિક કર્યું છે;ફરી જ્યારે સામાયિકનો અવસર આવે અને સામાયિક કરૂં તેવારે ફર્સનાએ

કરી શુદ્ધ હોજો. એહવા નવમાં સામાયિક વ્રતનાં પંચ અઇઆરા—પાંચ અતિચાર. જાણિયવ્વા, નસમાયરિયવ્વા—જાણવા પણ આદરવા નહિં. તંજહા. તે આલોઉં—તે જેમ છે તેમ કહું છું. મણદુપ્પણીહાણે—મન માઠી રીતે પ્રવર્તાવેલું હોય. વયદુપ્પણીહાણે—વચન માઠી રીતે પ્રવર્તાવેલું હોય. કાયદુપ્પણીહાણે—કાયા માઠી રીતે પ્રવર્તાવેલી હોય. સામાઈયસ્સ સઇ અકરણીયાએ—સામાયિક કર્યું છે છતાં તે બરાબર કર્યું કે નથી કર્યું તેની ખબર ન રહી હોય. સામાઈયસ્સ અણવઠિયસ્સ સઈ કરણીયાએ—કરેલું સામાયિક પુરૂં થયા વિનાં પાળ્યું હોય. તસ્સ મિચ્છામી દુક્કડં—તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## દસમું વ્રત.

દસમું દેસાવગાસિક વ્રત—દિશાઓની મર્યાદાઓને સંકોચવાનું વ્રત. દિનપ્રતે પ્રભાત થકી પ્રારંભીને—દિવસ ઉગતાની સાથે સવારથી શરૂ કરીને. પૂર્વાદિક છ દિશે જેટલી ભૂમિકા મોકળી રાખી છે—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉંચી, અને નીચી એ છ દિશાએ જેટલી ધરતીની મર્યાદા બાંધી છે. તે ઉપરાંત સઇચ્છાએ કાયાએ જઈને—તે ઉપરાંત મારી પોતાની ઈચ્છાએ કાયાએ કરીને. પાંચ આશ્રવ સેવવાનાં પચ્ચખ્ખાણ—હિંસા, ચોરી, જુઠ,

મથુન, અને પરિગ્રહ એ પાંચે આશ્રવ સેવવાની બંધી. જાવ અહોરત્તં—એક દિવસ ને એક રાત સુધી. દુવિહં તિવી- હેણં—બે કરણ અને ત્રણ જોગે કરીને. નકરેમિ નકાર- વેમી—હું પાપ કરૂં નહિં અને બીજા પાસે કરાવું નહીં. મણસા, વયસા, કાયસા,—મન, વચન, અને કાયાએ કરી. જેટલી ભુમીકા મોકળી રાખી છે તે માંહી જે દ્રવ્યાદિકની મર્યાદા કીધી છે—છુટ રાખેલી ધરતીમાં પણ અમુક અમુક દ્રવ્યાદિકની મર્યાદા જે મેં કરી છે. ને ઉપરાંત ઉપભોગ, પરિભોગ, ભોગ નિમીત્તે ભોગ- વવાનાં પચ્ચખ્ખાણ—તે ઉપરાંત એકવાર ભોગવાય અને વારંવાર ભોગવાય તેવી દરેક વસ્તુઓ ભોગની ઇચ્છાએ ભોગવવાની બંધી. જાવ અહોરત્તં—એક દિવસ ને એક રાત સુધી. એગવિહં તિવીહેણં—એક કરણે અને ત્રણ જોગે કરી. નકરેમી—હું કરૂં નહિં. મણસા, વયસા, કાયસા, —મન, વચન, અને કાયાએ કરી. એહવા દસમાં દેસા- વગાસિક વ્રતનાં પંચ અઇઆરા—પાંચ અતિચાર, જાણિયવ્વા, નસમાયરિયવ્વા—જાણવા; પરંતુ આદરવા નહિં. તંજહા તે આલોઉં—તે જેમ છે તેમ કહું છું. આણવણ પઉગે—જે હદની મર્યાદા કરી છે તે હદની બહારથી વસ્તુ મંગાવી ઉપયોગ કર્યો હોય. પેસવણ પઉગે —કરેલી મર્યાદા ઉપરાંતની હદમાંથી નોકર ચાકર આદિ માર્ફત કાંઇ ચીજ મંગાવવા માટે પ્રયોગ કરેલ હોય.

સદ્દાણું વાએ-સાદથી બીજાને સમજાવી મર્યાદા કરેલ હદ ઉપરાંતથી મગાવવાનો પ્રયોગ કરેલ હોય. રૂવાણુવાએ-પોતાનું રૂપ દેખાડી મર્યાદા બહારથી મગાવવા માટે પ્રવૃત્તિ સેવેલ હોય. બહિયા પોગ્ગલ પખ્ખવે-બહાર કાંકરો પ્રમુખ નાખીને કરેલ હદ ઉપરાંતની જગ્યાએથી કાંઇ પણ મંગાવેલ હોય. તસ્સ મિચ્છામી દુક્કડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## અગિઆરમું વ્રત.

અગિયારમું પોષધ વ્રત—ધર્મકરણીથી આત્માને પોષવાનું વ્રત. અસણં—અન્ન વિગેરે. પાણં—પાણી વિગેરે. ખાઈમં—મેવો, સુખડી વિગેરે. સાઈમંનાં—મુખવાસ વિગેરે. પચ્ચખ્ખાણ—બંધી. અબ્રહ્મનાં પચ્ચખ્ખાણ—મૈથુન સેવનની બંધી. મણિ સુવર્ણનાં પચ્ચખ્ખાણ—મણી સોના વિ. આભુષણની બંધી, માલાવન્નગ વિલેવણનાં પચ્ચખ્ખાણ—ફુલની માળા અને વિલેપનની બંધી. સથ્થ મુસલાદિક સાવજજોગનાં પચ્ચખ્ખાણ—અનેક જાતનાં શસ્ત્રો, સાંબેલાદિ વિગેરે પાપકારી અધીકરણોની બંધી. જાવઅહોરત્તં—એક દિવસ ને એક રાત્રિ સુધી. પજ્જુવાસામિ—પૌષધવ્રતમાં એ પ્રમાણે આચરવું. દુવિહં, તિવિહેણં—બે કરણ અને ત્રણ જોગે કરી. નકરેમિ

નકારવેમિ—હું પોતે પાપકારી ઘટનાં સેવું નહીં, અને બીજા પાસે સેવરાવું નહિ. મણસા, વયસા, કાયસા—મન, વચન, અને કાયાએ કરીને. એહવી સદ્દહણા પરૂપણાં પોષધનો અવસર આવે ને પોષધ કરીએ તે વારે ફર્સનાએ કરી શુદ્ધ હોજો—તે વખતે શક્તિ મુજબ શુદ્ધ હોજો. એહવા અગિયારમાં પરિપૂર્ણ પોષધ વ્રતનાં—પ્રતિપૂર્ણ સંવર ભાવે આત્માને પોષવાનાં વ્રતનાં. પંચઅઇયારા—પાંચ અતિચાર. જાણિયવ્વા, નસમાયરિયવ્વા—જાણવા પરંતુ આદરવા નહિ. તંજહા, તે આલોઉં—તે જેમ છે તેમ કહું છું. અપડિલેહીયં, દુપડિલેહીયં, સેજા સંથારએ—પોષધ વ્રતમાં સેજા, પાટ, પથારી વિગેરે પડીલેહી ન હોય યાતો માઠી રીતે પડીલેહી હોય. અપમજ્જિયં, દુપમજ્જિયં, સેજા સંથારએ—સેજા, પાટ, પથારી વિ. પોંજેલ હોય, અને પોંજેલ હોય તો માઠી રીતે પોંજેલ હોય. અપડિલેહીયં, દુપડિલેહીયં, ઉચ્ચાર પાસવણ ભૂમિ—દિશાએ જવાની અથવા માતરૂ કરવાની અને પરઠવાની જગ્યાનુ પડિલેહણ કીધું ન હોય; અને કીધું હોય તો માઠી રીતે કીધું હોય. અપમજ્જિયં દુપમજીયં ઉચ્ચાર પાસવણ ભૂમિ—દિશાએ જવાની અથવા માતરૂ કરવાની અને પરઠવવાની જગ્યા પોંજી ન હોય અને પોંજી હોય તો માઠી રીતે પોંજી હોય. પોસહસ્સ સમ્મં અણાણુ પાલણયા—જે વખતે પોષધ વ્રતની શરૂઆત

કરેલી હોય તે વખત પહેલાં પ્રમાદ દશાને વશ થઈ પોષધ વ્રત પાળી લીધું હોય. **તસ્સ મિચ્છામી** દુક્કડં—તેનું અશુભ ફળ મને નિષ્ફળ થાઓ.

## બારમું વ્રત.

**બારમું અતીથિ સંવિભાગ** વ્રત—જેના માટે કોઈ પણ જાતની તીથિ નિર્માણ થઇ નથી, એવા સાધુ આર્યાજીને પોતાનાં માટે નિપજાવેલ વસ્તુમાંથી નિર્દોષ ચીજ આપવા માટે, ભાગ કરવા રૂપિ વ્રત. **સમણે** નિગ્ગંથે—જે સાધુ આર્યાજી ધન રહિત છે તેને. **ફાસુ એસાણીજજેણં** —અચેત અને નિર્દોષ વસ્તુ જેમકે. **અસાણં, પાણં, ખાઈમં, સાઈમં**—અન્ન, પાણી, સુખડી, મુખવાસ વિગેરે. **વથ્થ, પડિગ્ગાહ કંબલ**—વસ્ત્ર, પાત્રા, કાંબળી **પાયપુચ્છણેણં**—રજોહરણાદિ. **પાઢીયારૂ**—અને આપીને પાછી લેવાય તેવી વસ્તુ. **પીઢ, ફલગ, સેજાસંથારએણં**—બાજોઠ, પાટ, પાટલા, સેજા આદિ સ્થાન તેમજ તરણાદિકની પથારીનો સંથારો. ઉસહ, **ભેસજજેણં**—એક વસ્તુનું અને અનેક વસ્તુનું ભેગું કરેલ ઔષધ. **પડિલાભેમાણે વિહરામિ**—સાધ સાધવીને ભાવ થકી આપવા માટે વિચરૂં. **એહવી** સદહણાં પરૂપણાં સાધ સાધવીની જોગવાઈ મળે અને આહારાદિક વહોરાવીએ તે વારે ફર્સનાએ કરી શુદ્ધ હોજો—કાયાએ કરી નિર્દોષ હોજો. **એહવા બારમાં અતીથિ સંવિભાગ વ્રતનાં પંચ** અઇયારા—એવા અતી-

થિને અર્પણ કરવા માટે ભાગ કરવા રૂપી વ્રતનાં પાંચ અતિચાર. જાણિયવ્વા, નસમાયરિયવ્વા—જાણવા પરંતુ આદરવા નહિં. તંજહા, તે આલોઉં—તે જેમ છે તેમ કહું છું. સચિત્તનિખ્ખેવણિયા—સચેત્ત સાથે અચેત્ત રાખેલ હોય. સચિત્ત પેહણિયા—અચેત સાથે સચેત રાખ્યું હોય. કાલાઈકમ્મે—કાળનાં સંસર્ગને લઈ જે અહાર બગડી ગયો હોય તે આપેલ હોય. પરોવએસે—પોતે સુજતો હોવા છતાં બીજાને વહોરાવવા માટે હુકમ કરેલ હોય, મચ્છરિયાએ—દાન આપીને અહંકાર કરેલ હોય. તસ્સ મિચ્છામી-દુક્કડં—તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## ચાર શિક્ષાવ્રત વિષેનો સંવાદ.—નં. ૫.

**દિલીપકુમાર**—પ્રિય બંધુ વસંતકુમાર! આપણી 'વીરશાળા'માં ગઇકાલે દરેક વિદ્યાર્થીઓનાં હૃદય પ્રદેશ પર, વીરત્વ શક્તિનું યોગ્ય સિંચન કરવામાં આવ્યું હતું. તમે આવો અલભ્ય લાભ મેળવવા માટે બેનસીબ રહ્યા. કેમ ખરૂ કે નહીં?

**વસંતકુમાર**—સ્નેહી બંધુ દિલીપકુમાર! તમારી વાત સાચી છે. અનિવાર્ય સંજોગોને લઇ તેમ બની ગયું; જેને માટે દિલગીર છું. નાના બાળકો એ વીરનું 'પ્રતિબીંબ' છે. વીરનો તત્વજ્ઞાન રૂપી વારસો સાચવી રાખવા સારૂ એ બાળકોને પોતાની વીરત્વ શકિતનું ભાન થવા માટે, જો

વીર શિક્ષકનાં હાથ નીચે યોગ્ય તાલીમ આપવામાં આવે, તો જરૂર ભવિષ્યમાં તે પણ સાચા વીરો બની, સમસ્ત વિશ્વનું કલ્યાણ સાધી શકે.

દિલીપ૦—સત્ય છે. સદ્ભાગ્યે આપણી શાળામાં એક વીર શિક્ષકની નિમણુંક કરવામાં આવી છે. એ આનંદનો વિષય છે. આદર્શ શિક્ષકોની આદર્શતાનો ભંગ કરનાર એ આપણી હાલની પ્રણાલિકા છે. જ્યાં સુધી તેવીજ પ્રણાલિકા ચાલુ રહેશે, ત્યાં સુધી.તેવા આદર્શ શિક્ષકોની ખોટ આપણે હમેશને માટે ભોગવવી પડશે, એ દેખીતું છે.

વસંત૦—ભાડુતી શિક્ષકો 'ભાડુતી' પ્રમાણે કામ કરી શકે. તેની પાસેથી ' માલીકી ' પણાની ભાવનાનો આદર્શ ઝીલવા માટે કોઇપણ જાતનો પ્રયત્ન કરવો, એ આકાશ કુસુમવત્ છે. જયારથી જ્ઞાનનું આવી રીતે વેચાણ થયું છે, ત્યારથી આપણો સમાજ હતપ્રાણ બન્યો છે. જયાં જ્ઞાનનું વેચાણ છે, ત્યાં જ્ઞાનનું ખુન છે. પણ બંધુ ! હવે તે વાત આ સ્થળે પડતી મુકી, આપણે આપણી જ્ઞાન ચર્ચા જરા આગળ લંબાવીશું ?

દિલીપ૦—ઘણીજ ખુશીથી. શિક્ષાવ્રત નામે ત્રીજા વર્ગ સબંધી ચર્ચા કરવાનું જ્યારથી આપણે મુલતવી રાખેલ છે, ત્યારથી એ વિષય આગળ ચર્ચવા માટે હું તમારૂં ધ્યાન ખેંચું છું. કહો તે સબંધમાં તમારો પ્રથમ પ્રશ્ન શું છે ?

વસંત૦—શિક્ષાવ્રત એટલે શું ? અને ધાર્મિક કાર્યોમાં તે કેવા પ્રકારની મદદ કરે છે? અને તે વ્રતોની સંખ્યા કેટલી તેમજ કઇ કઇ છે ?

દિલીપ૦—શિક્ષા એટલે શિખામણ; અને વ્રત એટલે વર્તવું. શિખામણ પ્રમાણે વર્તવું તેનું નામ શિક્ષાવ્રત. અણુંવ્રત અને ગુણવ્રતમાં પ્રવેશ કર્યો પછી, તેની પુષ્ટિ માટે શિક્ષાવ્રતની યોગ્ય માહેતી મેળવી લેવી, એ ખાસ જરૂરનુ છે. આથી દરેક ધાર્મિક ક્રિયા સરળ થઇ પડે છે. પરિણામ એ આવે છે કે, ખરો કલ્યાણિક માર્ગ સત્વર આપણને પ્રાપ્ત થઇ શકે છે. આ વ્રતોની સંખ્યા ચારની છે. ૧ સામાયિક; ૨ દેશાવગાસિક; ૩ પૌષધ; અને ૪ અતીથિ સંવીભાગ વ્રત. એ તેનાં નામો છે.

વસંત૦—એ ચાર વ્રતો શા માટે મુકવામાં આવ્યા છે ? અને તે દરેક વ્રતોનાં પ્રથક્ પ્રથક્ કેટલા અતિચારો છે ?

દિલીપ૦—સમભાવમાં આવવા માટે સામાયિકવ્રત; અગાઉ કરેલ દિશાની મર્યાદાને સંકોચવા માટે દેશાવગાસિક વ્રત; ધાર્મિક સંવરમય ક્રિયાથી આત્માને પોષવા માટે પોંષધવ્રત; અને સાધુ આર્યાને નિર્દોષ અહારાદિક વહોરાવવા માટે અતીથિ સંવિભાગ વ્રત મુકવામાં આવેલ છે.

વસંત૦—સમભાવમાં આવવાથી આત્માને શું ફાયદો થાય ?

દિલીપ૦—વિષમ ભાવનો અસ્ત થાય. આથી ચોમેર શાંતિનું સામ્રાજ્ય સ્થપાઈ આપસ આપસમાં ઐકયતાનો પ્રાદુર્ભાવ થવા પામે.

વસંત૦—છઠા વ્રતથી બાંધેલું દિશાઓનું પ્રમાણ પુનઃ તેમાંથી પણ સંકોચવાનું શું કારણ હશે ?

દિલીપ૦—બાંધેલ મર્યાદિત ધરતીની પણ રાવઈ તો ચાલીજ આવે છે. માટે તે મર્યાદિત ધરતીને પણ ઉપયોગ રાખી પુનઃ પુનઃ જો સંકોચવામાં આવે તો ચાલી આવતી રાવઇ પણ તેનાં પ્રમાણમાં જરૂર ઓછી થવા પામે.

વસંત૦—ધાર્મિક ક્રિયાથી આત્માને પોષવા માટેનાં પૌષધ વ્રતની વળી શી જરૂર છે ?

દિલિપ૦—કર્મ સહિત આત્મા સંસારનાં માયાવિ બંધનોમાં જકડાય રહી; નિરંતર આશ્રવમાં તે ખુંચી રહ્યો છે. તેમાંથી વિરકત બની મુક્ત દશાની આછી ઝાંખી નિહાળવા માટે સંવર ભાવથી પોષવા સારૂ આત્માને પૌષધવ્રતની ખાસ જરૂર છે.

વસંત૦—પ્રતિપૂર્ણ પૌષધવ્રત માટે કેટલો સમય જોઇએ ? અને તે પૌષધવ્રતમાં પ્રાયઃ કરીને કેવા પ્રકારનાં ત્યાગની જરૂર છે ?

દિલીપ૦—પ્રતિપૂર્ણ પૌષધ વ્રત માટે, પ્રાતઃકાળમાં સૂર્યોદયથી માંડીને બીજા દિવસનાં સૂર્યોદય સુધીનો સમય

—બરાબર ચોવિસ કલાકનો સમય તેનાં માટે જોઇએ. અને તેમાં ચારે પ્રકારનો અહાર ને અઢાર પાપ સ્થાનકનો ત્યાગ કરી, બધો વખત એક જ સ્થળે ધર્મ ધ્યાનમાં ગુજારવો પડે છે. જરા પણ આશ્રવકારી ઘટનાંની પોલ ત્યાં ચાલી શકે નહિં.

વસંત૦—અતીથિ સંવિભાગ વ્રત એટલે શું ?

દિલીપ૦—સંસારનાં માયાવિ બંધનોથી છુટવા માટે જેણે સાધુ વ્રત અંગિકાર કરેલ છે; એવા આત્માર્થિ ત્યાગી મુનિરાજોને પણ દેહ પોષણની તો જરૂર પડે છે. આવા ત્યાગીઓ, નિર્માણ નહિં કરેલ તીથિને વિષે અચાનક આપણે ત્યાં અહારાદિક માટે આવી ચડે તો, પ્રેમપુર્વક વિનય અને સભ્યતાની સાથે, નિર્દોષ અને કલ્પતિ વસ્તુ આપણી શકિતનાં પ્રમાણમાં તેઓશ્રીને અર્પણ કરી કૃતાર્થ થવું. તેનું નામ અતીથિ સંવિભાગ વ્રત. વખતે તેવો સમય ન પણ આવે તો પણ તેના માટે તેવા પ્રકારની ઉંચ ભાવનાં અહર્નિશ ભાવ્યા કરવી.

વસંત૦—બાર વ્રતનાં ૭૫ અતિચારો એ કેવાન અતિચારો ગણી શકાય ?

દિલીપ૦—ચારીત્રનાં.

વસંત૦—સ્નેહી બંધુ દિલીપકુમાર! આજે આપના સમાગમથી, અને સદુપદેશથી મને ઘણો જ આનંદ થયે

આપનો કિંમતી ટાઈમ રોકી આપને જે તકલીફ આપવામાં આપી છે તે દરગુજર કરશો.

**દિલીપ૦**—પ્રિય આત્મબંધુ વસંતકુમાર! કંઇ ફિકર નહિં. આવા શુભ કાર્યમાં વખતનો સદ્ૃવ્યય થયો, એ જ મારા માટે એક આનંદનો વિષય છે. હયો જયજીનેંન્દ્ર.

**વસંત૦**—જયજીનેંન્દ્ર; ભાઇ! જયજીનેંન્દ્ર.

---

## સંથારાનો પાઠ.

**અપછિમ મારણંતિય**–પંડિત મરણને અંતે બીજું કાંઇ કામ કરવું રહ્યું નથી. **સલેહણા**–આત્માને પાપ કર્મથી દુર કરવા માટે અનસન કરવું. **પોષધશાળા પુંજીને**–સંથારો કરવાની જગ્યા યતનાંપૂર્વક સાફ કરીને. **ઉચ્ચાર પાસવણ ભૂમિકા પડિલેહીને**–ઝાડા અને પેસાબ કરવાની જગ્યા નજરે જોઇ તપાસીને. **ગમણા ગમણે પડિક્કમીને**–જતા આવતાં કોઈ જીવ ચંપાણા હોય તેનું પ્રાયશ્ચિત લઈને. **દર્ભાદિક સંથારો સંથરીને**-ડાભ વિગેરે તરણાની પથારી પાથરીને. **દર્ભાદિક સંથારો દુરૂહિને**–તેવી પથારી ઉપર બેસીને. **પૂર્વ તથા ઉત્તર દિશી પલ્યંકાદિક આસને બેસીને**–પૂર્વ તથા ઉત્તર દિશાએ પલોંઠી વાળીને યાતો શક્તિ મુજબ આસન લગાવી બેસીને. **કરયલ સંપગ્ગહીયં**–બે હાથ છોડીને. **શિરસાવત્તયં**–માથાને આવ-

ર્તન હઇ. મત્થએ અંજલી કટ્ટુ–માથે બે હાથ જોડેલા રાખી. એવં વયાસી–વચનથી બોલીને. નમોથ્થુણં, અરિહંતાણં–નમસ્કાર હોજો અરિહંત દેવને. ભગવંતાણં–શ્રી ભગવંતજીને. જાવ સંપતાણં–એમ આખું નમોથ્થુણં કહીને. એમ અનંતા સિદ્ધને નમસ્કાર કરીને–એવી રીતે અનંતા સિદ્ધ થએલા આત્માઓને નમીને. વર્તમાન પોતાનાં ધર્મગુરૂ ધર્માચાર્યને નમસ્કાર કરીને–હાલમં વિદ્યમાન પોતાનાં ધર્મગુરૂ તેમજ ધર્માચાર્યને નમીને. પુર્વે જે વ્રત આદર્યા છે તે–અગાઉ જે વ્રત ધારણ કરેલ છે તે. આળોઇ, પડિક્કમિ, નિંદી, નિસલ્લ થઇને–સંભાળીને તેનું પ્રાયશ્ચિત લઇ, આત્માની સાક્ષીએ તેનાં અશુભ ફળને નિંદી શલ્યરહીત થઇને. સવ્વં પાણાઈવાયં પચ્ચખ્ખામિ–સર્વપ્રકારે જીવહિંસાની બંધી કરીને. સવ્વં મુસાવાયં પચ્ચખ્ખામિ–સર્વ પ્રકારે જુઠું બોલવાની બંધી કરીને. સવ્વં આદિનાદાણં પચ્ચખ્ખામિ–સર્વ પ્રકારનું અણદીધેલું લેવાની બંધી કરીને. સવ્વં મેહુંણં પચ્ચખ્ખામિ–સર્વથા મૈથુનની બંધી કરીને. સવ્વં પરિગ્ગહં પચ્ચખ્ખામિ–સર્વથા દોલત વિગેરે પરિગ્રહની બંધી કરીને. સવ્વં કોહં પચ્ચખ્ખામિ–સર્વથા ક્રોધ કરવાની બંધી કરીને. જાવમિચ્છા દંસણ સલ્લં–તે મિચ્છાદંસણસલ્લ સુધીનાં અઢાર દોષ, અકરણિજંજોગં પચ્ચખ્ખામિ–કે જે નથી કરવા યેગ્ય તેની બંધી કરીને. જાવજીવાએ–તે જ્યાં સુધી આ કાયામાં જીવ રહે ત્યાં સુધી. તિવીહં, તિવીહેણં–ત્રણ કરણ ને

ત્રણ જોગે. નકરેમિ, નકારવેમિ–હું પાપ કરૂં નહીં, ને બીજા પાસે તેવું પાપ કરાવું નહિં. કરંતં નાણું જાણઇ-તેમજ તેવું પાપ કોઇ કરે તોપણ તે રૂડું જાણું નહીં. મણુસા, વયસા, કાયસા–મન, વચન, ને કાયાએ કરી. એમ અઢારે પાપ સ્થાનક પચ્ચખ્ખીને–એમ અઢાર પાપનાં મુળ સેવવાનાં ઠેકાણાંનો બંધી કરીને. સવ્વં અસણં, પાણં, ખાઇમં, સાઇમં, ચઇવિહં પિઆહારં પચ્ચખ્ખામિ–સર્વ પ્રકારનાં અન્ન, પાણી, મેવો, મુખવાસ, એમ ચાર વિગેરે બીજા પણ આહારની બંધી કરી. જાવ-જીવાએ એમ ચારે આહાર પચ્ચખ્ખીને–જ્યાં સુધી જીવું ત્યાં સુધી એમ ચારે આહારની બંધી કરીને. જં પિયં, ઇમંશરીરં–જે પ્રિયકારી એવું આ મારૂં શરીર. ઇઠં, કંતં–વળી ઇષ્ટકારી અને કાંતિવંત. પિયં, મણુન્નં–પ્રિયકારી અને મનને ગમતું. મણામં, ધીજં–મનને અતિ વ્હાલું અને ધીરજવંત. વિસાસીયં, સમયં–વિશ્વાસનું ઠેકાણું કે જે માનવા યોગ્ય. આણુંમયં બહુમયં–વિશેષ અને ઘણું માનવા યોગ્ય. ભંડકરંડગ સમાણં—બહુ મુલ્યવંત ઘરેણાંના ડાબલા જેવું. રયકરંડગભુયં–રત્નનાં કરંડીયા સમાન. માણંસિયં–રખે મને ટાઢ વાય. માણં-ઉન્હં–રખે મને તાપ લાગે. માણંખુહા–રખે મને ભુખ લાગે. માણંપિવાસા–રખે તૃષા લાગે. માણંબાલા–રખે મને સરપ કરડે. માણંચોરા–રખે મને ચોર હેરાન કરે.

માણુદંસા-રખે મને ડાંસ કરડે. માણું મસગા-રખે મને મચ્છર કરડે. માણુંવાઇયં-રખે મને રોગ થાય. પિત્તિયં-રખે મને ઉલટી થઇને પિત્ત થાય. સંભિમં-રખે મને સળેખમ થાય. સન્નિવાયં-રખે મને સનેપાત થાય. વિવિહારો ગાયંકા-રખે મને વિવીધ પ્રકારનાં રોગ ઉત્પન્ન થાય. પરિસહો વસગ્ગા-રખે મને પરિસહ તથા ઉપસર્ગ થાય. ફાસાફુસંતી-એવી રીતે કોઇપણ જાતનાં સ્પર્શ થએ થકે. એયંપિયેણું-એવું જે મારૂ શરીર વ્હાલું છે તે. ચરિમેહિં ઉસ્સાસ નિસાસેહિં-છેલા શ્વાસોશ્વાસ સુધી. વોસિરામિ તિકટ્ટુ-તજું છું. એમ કહીને. એમ શરીર વોસરાવીને-એવી રીતે શરીર પરનો મોહ તજી દઇને. કાલં અણુવકંખમાણે-કાળને અણુવાંછતો થકો જીવવાની આશા નહીં ને મરણનો ભય નહિં તેવી રીતે. વિહરંતી-વિચરીશ. એવી સદ્દહણા પરૂપણા-એવા શ્રદ્ધા અને પરૂપણાથી. અણુસણનો અવસર આવે અને અણુસણ કરૂં તે વારે ફર્સનાએ કરી શુદ્ધ હોજો-એમ સંથારાનો જ્યારે મને પ્રસંગ પડે ને સંથારો કરૂં તે વારે શક્તિ મુજબ શુદ્ધ હોજો. એહવા અપચ્છિમં મારણંતિય-એમ જ્યારે કાંઇ કામ બાકી નથી રહેતું એવા મરણને અંતે. સલેહણાં ઝુસણાં-શલ્યો દુર કરીને અણુસણ સેવવાનાં. આરાહણાનાં-તેમજ આરાધનાં કરવાનાં. પંચઅઈયારા-પાંચ અતિચાર. જાણિયવ્વા નસમાયરિયવ્વા-જાણી લેવા પરંતુ આચરણમાં મુકવા નહિં.

તંજહા તે આલોઉં-તે જેમ છે તેમ કહું છું. ઇહલોગા સંસપ્પઉગે-આ લોકને વિષે કોઈ મોટો રાજા થવાની ઈચ્છા કરી હોય. પરલોગા સંસપ્પઉગે-પરલોકને વિષે મોટો દેવતાદિક થવાની ઇચ્છા કરી હોય. જીવિયા સંસપ્પઉગે-વધારે જીવવાની ઇચ્છા કરી હોય. મરણા સંસપ્પઉગે-બહુ દુઃખી થવાથી મરણની ઇચ્છા કરી હોય. કામભોગા સંસપ્પઉગે-અનેક પ્રકારનાં કામભોગની ઈચ્છા કરી હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

એમ સમકિત પૂર્વક બારવ્રત, સલેહણાં સહિત, નવાણું અતિચાર તેહને વિષે-એમ સમકિતનો પાઠ, બાર વ્રતો, અને સંથારાનો પાઠ ઉપરોકત જણાવ્યા મુજબ તેને વિષે. જે કોઇ અતિક્રમ-બંધી કરેલી કોઇ વસ્તુ ભોગવવાનું મન કરેલું હોય. વ્યતિક્રમ-મન કરીને તે વસ્તુ ભોગવવા માટે આગળ ચલાણું હોય, અતિચાર-આગળ ચાલીને તે વસ્તુ ભોગવવા માટે તેને સ્પર્શ કર્યો હોય, અણાચાર-સ્પર્શ કરીને તે વસ્તુ ભોગવેલી હોય, અજાણતાં કોઇ પણ પ્રકારે મારા આત્માને પાપ દોષ લાગ્યો હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવાન આપની સાક્ષીએ તસ્સ મિચ્છામી દુક્કડં-એમ અજાણતા મારા આત્માને જે કોઇ દોષ લાગ્યો હોય તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

# પંડિત મરણ પ્રાપ્ત કરવા માટે સંથારાનાં પાઠનો સંવાદ—નં. ૬.

પ્રવીણસાગર—સ્નેહીબંધુ ભદ્રસિંહ! 'વિશ્વશાંતિ' એજ વીર પ્રભુનો મુદ્રાલેખ હોવા છતાં, આજે તે વીરનાં સંતાનો, અશાંતિ પ્રદેશમાં પોતાની વીરત્વ શક્તિનું ખુન કરી રહ્યા છે. તેનાં જેવું હતભાગ્ય બીજું કયું હોઇ શકે?

ભદ્રસિંહ—બંધુ પ્રવિણસાગર! એ પ્રતિભાશાળી વીર પ્રભુનાં વિદ્યમાન સમયે સમસ્ત ભારત પ્રદેશ, એમની વીર ગર્જનામાંથી સાચું જીવન સુધા મેળવી, તેનું પાચન કરી શકતો હતો. આજે તેનું અજીર્ણ થયું છે.

પ્રવીણ૦—ભાઈ! એમ કેમ કહો છો? આજે પણ ઘણાં ત્યાગી ઉપદેશકો વિદ્યમાન છે.

ભદ્ર૦—તેઓ આજે વીરનાં વીર થઈ બેઠા છે. વીરની ગર્જનામાં જે પ્રાણ હતો, તેનો આજે દુષ્કાળ પડયો છે. આ દુષ્કાળથી વીરનો ખરો વારસો, આજે મત, પંથ, અને વાડામાં છીન્નભીન્ન થઇ રહ્યાં છે. આ પાપનાં ગર્ભપ્રદેશમાંથી પુજા સત્તાખાની સ્પર્શતાનો જન્મ થવા પામ્યો છે. 'મારૂં તે સાચું' એજ જીવન સૂત્ર જયાં મનાઇ રહ્યું હોય, ત્યાં કેવી ખુની પ્રવૃત્તિનો ઉદય થાય છે, એ તો માત્ર અનુભવીઓ જ જાણી શકે.

પ્રવીણ૦—યથાર્થ છે. જ્યાં સંકુચિત દૃષ્ટિમાં પોતાપણું પણ ભુલાઈ જવાતું હોય; ત્યાં વિશાળ દૃષ્ટિથી વિશ્વપ્રેમ જગાડવો, એ તો કેમજ બની શકે. પણ બંધુ ! પંડિત મરણ પ્રાપ્ત કરવા માટેનો ગઇ કાલનો વિષય આપણો અધુરો રહ્યો છે. વિચારોની આપ લે માટે આ સમય અનુકુળ છે. કેમ પ્રશ્ન કરૂં ?

ભદ્ર૦—વાહ વાહ ! ઠીક યાદ કર્યું. ઘણી જ ખુશીથી.

પ્રવીણ૦—જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ; એ ચાર વર્ગ પૈકીનાં કયા વર્ગમાં, પંડીત મરણ પ્રાપ્ત કરવા માટે સંથારાનાં પાઠનો સમાવેશ થાય છે ?

ભદ્ર૦—'તપ'ની અંદર તેનો સમાવેશ થઇ શકે છે.

પ્રવીણ૦—સંથારાનું ખરૂં નામ શું છે ?

ભદ્ર૦—તેનું ખરૂં નામ 'સલેહણા' છે. વળી તેને અણસણ વ્રત પણ કહેવામાં આવે છે.

પ્રવીણ૦—સલેહણાં એટલે શું ?

ભદ્ર૦—કપટ, મિથ્યાત્વ, અને કરણીનાં ફળની ઇચ્છા; એ ત્રણ સલ્યને સંભારી, આળોવી આત્માને દોષ રહીત બનાવવો, એનું નામ સલેહણાં કહેવાય.

પ્રવીણ૦—સંથારો કેટલા પ્રકારે થઇ શકે ? અને તે પ્રકાર કયા કયા છે ?

ભદ્ર૦—તેનાં પ્રાયઃ કરીને બે ભેદ છે. ૧ પાદોપગમન, અને ૨ ભત્તપચ્ચખખાણ.

પ્રવીણ૦—હાલમાં જે સંથારો જોવામાં આવે છે; તે કેવા પ્રકારનો કહેવાય ?

ભદ્ર૦—તે ભત્ત પચ્ચખ્ખાણુ સંથારો કહેવાય.

પ્રવીણ૦—તેનાં કેટલા પ્રકાર છે ? અને તે કયા કયા ?

ભદ્ર૦—તેનાં બે પ્રકાર છે. ૧ સાગારી; અને ૨ અણુગારી.

પ્રવીણ૦—સાગારી સંથારો કેને કહેવાય ?

ભદ્ર૦—અમુક પ્રકારની વ્યાધી, રોગ, કે ઉપદ્રવ મટે ત્યાં સુધી અથવા તો અમુક વખત સુધીનાં સંથારાને સાગારી સંથારો કહેવાય.

પ્રવીણ૦—અણુગારી સંથારો કેને કહેવાય ?

ભદ્ર૦—કોઇ પણ પ્રકારની છુટ રાખ્યા વિનાં ઠેઠ મરણ સુધીના સંથારાને અણુગારી સંથારો કહેવાય.

પ્રવીણ૦—સંથારો કેટલી કોટીએ થાય ? અને તે કોટી કઇ કઇ સમજવી ?

ભદ્ર૦—તે નવ કોટીએ થાય. તેમાં ત્રણ કરણ ને ત્રણ જોગનો સમાવેશ થઇ શકે છે.

પ્રવીણ૦—સંથારામાં કેવા પ્રકારનાં ત્યાગની જરૂર છે.

ભદ્ર૦—અઢાર પાપ સ્થાનક; ચાર પ્રકારનો આહાર; અને કાયા એમ તેવીસ બોલનો ત્યાગ કરી પ્રત્યાખ્યાન કરવાની જરૂર પડે છે.

પ્રવીણ૦—રાત્રે સુતી વખતે સંથારો કરવો હોય તો થઈ શકે કે નહિં ? અને જો થઇ શકે તેમ હોય, તો તે કેવા પ્રકારે થઈ શકે ?

ભદ્ર૦—ઘણી જ ખુશીથી થઇ શકે અને તે 'સાગારી' સંથારાની રીત પ્રમાણે બની શકે છે.

પ્રવીણ૦—સંથારાને 'આપઘાત'નું સ્વરૂપ કોઈ આપવા ધારે, તો આપી શકાય કે નહિં ? અને જો ન આપી શકાતું હોય, તો તેનું કારણ શું ?

ભદ્ર૦—'સંથારો' અને 'આપઘાત' એ બે વિરોધી શબ્દો છે. તેનો આશય જુદો જુદો છે. આપઘાતમાં ક્રોધનો વાસ છે; અને સંથારામાં આત્મ કલ્યાણ માટે સમતા ભરેલી છે.

પ્રવીણ૦—સંથારામાં અવસાન સમય આવે તો તે મરણ કેવું કહેવાય ?

ભદ્ર૦—તેને 'પંડીત મરણ' કહેવામાં આવે છે.

પ્રવીણ૦—પંડીત મરણ એટલે શું ?

ભદ્ર૦—ઉપર મુજબનાં તેવીસ બોલને વર્જી, સ્તુત્ય અધ્યવસાયો સહ મરવું, તેનું નામ પંડિત મરણ.

પ્રવીણ૦—તેનાં અતિચારો કેટલા છે ?

ભદ્ર૦—પાંચ છે.

પ્રવીણ૦—બંધુ ભદ્રસિંહ, આપનો સમાગમ આજે

મને ફળીભુત થયો છે. આવું ઉંચા પ્રકારનું તત્વજ્ઞાન આપ જાણો છો; એ જોઇ હું વધારે ખુશ થાઉં છું. આપની ભલી લાગણી માટે ઉપકાર માની હવે હું જવાની રજા લઈશ.

ભદ્ર૦—સ્નેહી બંધુ પ્રવીણસાગર! આપની જ્ઞાન પિપાસા માટેની તિવ્ર લાગણી જોઇ હું પણ ઘણો ખુશ થયો છું, લ્યો જયજીનેંન્દ્ર.

પ્રવીણ૦—જયજીનેંન્દ્ર; ભાઇ! જયજીનેંન્દ્ર.

## અઢાર પાપ સ્થાનક.

અઢાર પાપ સ્થાનક આળોવું છું. ૧ પ્રાણાતિપાપ—જીવહિંસા. ૨ મૃષાવાદ—જુઠું બોલવું તે. ૩ અદત્તાદાન—ચોરી કરવી તે. ૪ મૈથુન—અબ્રહ્મચર્ય સેવવું તે. ૫ પરિગ્રહ—દોલત વિગેરેમાં અસંતોષ રાખવો તે. ૬ ક્રોધ—રિંસ. ૭ માન—અહંકાર. ૮ માયા—કપટ. ૯ લોભ—લોભી પ્રકૃત્તિ. ૧૦ રાગ—પ્રીતિ. ૧૧ દ્વેષ—અદેખાઇ. ૧૨ કલેશ—કજીયો. ૧૩ અભ્યાખ્યાન—કોઈનાં પર આળ ચડાવવું તે. ૧૪ પૈશુન્ય—કોઇની ખોટી ચાડી ચુગલી કરવી તે. ૧૫ પરપરિવાદ—પારકાનાં અવર્ણવાદો બોલવા તે. ૧૬ રઇઅરઇ—ખુશી દિલગીરી. ૧૭ માયામોસો—કપટ સહીત જુઠું બોલવું તે. અને ૧૮ મિચ્છા દંસણ સલ્લ—ખોટા દેવ ગુરૂ અને ધર્મનું સલ્ય રાખવું તે. એમ અઢારે પાપ સ્થાનક સબંધી મારા

આત્માને કોઇ પણ જાતનો પાપ દોષ લાગ્યો હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષીએ તસ્સ મિચ્છામી દુક્કડં.

---

## અઢાર પાપ સ્થાનક વિષેનો સંવાદ. નં. ૭.

જગ૦—સ્નેહી બંધુ વિશ્વમોહન! અઢારે પાપ સ્થાનકો સંવરમાં ગણાય કે આશ્રવમાં?

વિશ્વ૦—પ્રિય આત્મબંધુ જગમોહન! તે આશ્રવમાં ગણાય છે.

જગ૦—આશ્રવ એટલે શું?

વિશ્વ૦—જેનાં સેવનથી મળેલા ફળ આત્માને ભોગવતા કડવા લાગે તેનું નામ આશ્રવ.

જગ૦—ખરેખરી જીવહિંસા કેને કહેવાય?

વિશ્વ૦—કોઇ જીવને વિના અપરાધે દુઃખ આપવું; અશાંતિ પેદા કરવી; અને કંટાળો આપવો તેનું નામ જીવહિંસા કહેવાય.

જગ૦—અસત્ય બોલવાથી શું નુકશાન થાય?

વિશ્વ૦—જુઠું બોલવાથી વિશ્વાસનો ભંગ થાય છે. વિશ્વાસનો ભંગ થવાથી વ્યવહારમાં હાની પહોંચે છે. અને વ્યવહારમાં હાની પહોંચવાથી ગરિબી વેળાસર ભેટે છે.

જગ૦—ચોરીથી પ્રાયે કરીને કઇ ઉપયોગી વસ્તુનો નાશ થાય છે ?

વિશ્વ૦—યશ, લક્ષ્મી, અને પ્રમાણીકપણાનો નાશ થાય છે.

જગ૦—અબ્રહ્મચર્યનાં સેવનથી મુખ્યત્વે કરીને કયા કયા દુર્ગુણો આવી મળે છે ?

વિશ્વ૦—અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, અને લોભ આદિ ચંડાળ ચોકડીનો ઉદય થાય છે. પરવશતાથી વ્યવહારમાં ચીત્ત ચોંટતું નથી. અને શારીરિક વ્યાધીઓ ઉપરાંત માનસિક શક્તિ પણ ક્ષીણ બને છે.

જગ૦—દોલત વિગેરેમાં અસંતોષ રાખવાથી શું ગેરફાયદો થાય છે ?

વિશ્વ૦—તૃષ્ણા એ જેમ સર્વ દુઃખનું મૂળ છે; તેમ સંતોષ એ સર્વ સુખનું મૂળ છે. અસંતોષથી આત્મ શક્તિનો ક્રમે ક્રમે નાશ થાય છે.

જગ૦—ક્રોધ, માન, માયા, અને લોભ કયા કયા સદ્ગુણોનો નાશ કરે છે ?

વિશ્વ૦—ક્રોધ પ્રીતિનો; માન મહત્વતાનો; માયા વિશ્વાસનો, અને લોભ નીતિનો નાશ કરે છે.

જગ૦—રાગ, દ્વેષ, કલેશ, અને અભ્યાખ્યાનમાં કેવાની ભીતિ રહે છે ?

વિશ્વ૦—રાગમાં વિયોગતાની, દ્વેષમાં કુસંપની, કલેશમાં અસમાધિની, અને અભ્યાખ્યાનમાં રાજ્યસત્તાની ભીતિ રાખવી પડે છે.

જગ૦—ખોટી ચાડી અને પરનિંદામાં શું નુકશાન છે ?

વિશ્વ૦—ખોટી ચાડી ખાવાથી ઇજ્જત જાય છે; અને પરનિંદા કરવાથી કરનાર પોતેજ ભારેકર્મિ બને છે.

જગ૦—ઘડીમાં ખુશી ને ઘડીમાં દિલગીરી; આવું વર્તન કરવાથી આત્માને શું નુકશાન ?

વિશ્વ૦—એથી મન ચંચળ બને છે; કોઈનાં પર પૂર્ણ શ્રદ્ધા બેસતી નથી; આથી સત્ય વસ્તુ પર જોઈએ તેવો વિશ્વાસ પેદા થઇ શકતો નથી.

જગ૦—કપટ સહિત જુઠું બોલવાથી શું પરિણામ આવે છે ?

વિશ્વ૦—પુરૂષ વેદમાંથી સ્ત્રી વેદ ધારણ કરવો પડે છે.

જગ૦—મિથ્છાદંસણ સલ્લ કઈ અમૂલ્ય ચીજની પ્રાપ્તિ થવા દેતું નથી.

વિશ્વ૦—સમકિતની પ્રાપ્તિ થવા દેતું નથી.

જગ૦—મીત્ર ! અઢારે પાપસ્થાનકનુ યથાર્થ સ્વરૂપ આપે બરાબર બતાવી આપ્યું છે. આપનાં આદર્શ ધાર્મિક અભ્યાસ માટે હું ઘણોજ ખુશ થયો છું. બંધુ ! આપને આપેલી તકલીફ માટે ક્ષમા ચાહી હવે હું જવાની રજા લઇશ. કાંઇ અવિનય થયો હોય તો માફ કરજો.

વિશ્વ૦—બંધુ ! તમારી જ્ઞાન પિપાસા જોઈ મને પણ અતિશય આનંદ થયો છે.ઘણીજ ખુશીથી પધારો. લ્યો જયવીર.

જગ૦—જયવીર; ભાઇ ! જયવીર.

---

## પચીસ પ્રકારનું મિથ્યાત્વ.

પચીસ પ્રકારનું મિથ્યાત્વ આળોવું છું. ૧ અભિગ્રહીક મિથ્યાત્વ—અસત્યને કદાગ્રહથી પકડી રાખવું તે. ૨ અણાભિગ્રહીક મિથ્યાત્વ--બધા દેવ ગુરૂનાં મતને માને તે. ૩ અભિનિવેશીક મિથ્યાત્વ—પોતે લીધેલો મત ખોટો જણાયા છતાં હઠાગ્રહથી મુકે નહિ તે. ૪ અણાભોગ મિથ્યાત્વ—સમકિત સંબંધીનું બીલકુલ જાણપણું નથી તે. ૫ સંશયિક મિથ્યાત્વ—સત્ય વસ્તુમાં ઇરાદા પૂર્વક શંકા રાખવી તે. ( સમજવા માટે કોઇ પ્રશ્નો પુછવાની જરૂર પડે તેનું નામ શંકા ગણવી નહિ ) ૬ લોકિક મિથ્યાત્વ—દુનિયામાં ચાલતા પર્વો સંબંધીનું આચરણ ધર્મ વિરૂદ્ધ કરે તે. ૭ લોકોત્તર મિથ્યાત્વ—તીર્થંકર દેવો આદિની માનતા પૂજા કરે તે. ૮ કુપરાવચન મિથ્યાત્વ—ત્રણસે ત્રેસઠ પાખંડીનાં મતને માને તે. ૯ અજીવને જીવ કહે તે મિથ્યાત્વ—અજીવ વસ્તુમાં જીવનું આરોપણ કરી માને તે. ૧૦ જીવને અજીવ કહે તે મિથ્યાત્વ—ચૈતન્ય શક્તિ પ્રદર્શક જીવાત્મા હોવા

છતાં તેને અજીવનું સ્વરૂપ આપે તે. ૧૧ સાધુને કુસાધુ કહે તો મિથ્યાત્વ—શુદ્ધ પંચ મહાવ્રતધારી સાધુ હોવા છતાં તેને કુસાધુ રૂપે માનવું તે. ૧૨ કુસાધુને સાધુ કહે તે મિથ્યાત્વ—જેનામાં સાધુત્વનાં ગુણો નથી તેને સાધુ કહે તો મિથ્યાત્વ, ૧૩ જૈન માર્ગને અન્ય માર્ગ કહે તો મિથ્યાત્વ—સત્યમય વિજેતા જૈન માર્ગને બીજા કોઈ દર્શનનું સ્વરૂપ અર્પે તો મિથ્યાત્વ, ૧૪ અન્ય માર્ગને જૈન માર્ગ કહે તો મિથ્યાત્વ—અન્ય અસત્ય માર્ગને જૈન માર્ગનું સ્વરૂપ અર્પે તો મિથ્યાત્વ. ૧૫ અધર્મને ધર્મ કહે તો મિથ્યાત્વ—અધર્મ વસ્તુને ધર્મનું સ્વરૂપ આપે તો મિથ્યાત્વ. ૧૬ ધર્મને અધર્મ કહે તો મિથ્યાત્વ—ધર્મની સત્યમય ઝાંખીને અધર્મનાં રૂપમાં ફેરવી નાખે તો મિથ્યાત્વ. ૧૭ આઠ કર્મથી નથી મુકાણાં તેને મુકાણાં કહે તો મિથ્યાત્વ—આઠ કર્મથી જે જીવાત્માઓ નિરાળા થયા નથી, તેને કર્મથી મુક્ત થયા છે, એમ કહેવું તે મિથ્યાત્વ. ૧૮ આઠ કર્મથી જે મુકાણા છે તેને નથી મુકાણા કહે તે મિથ્યાત્વ. ૧૯ જૈન માર્ગથી ઓછું પ્રરૂપે તો મિથ્યાત્વ—સત્ય માર્ગથી ઓછું પ્રરૂપે તો મિથ્યાત્વ. ૨૦ જૈન માર્ગથી અધિક પ્રરૂપે તો મિથ્યાત્વ—જૈન માર્ગથી વધુ ક્રિયાકાંડ પ્રરૂપે તો મિથ્યાત્વ. ૨૧ જૈન માર્ગથી વિપરીત પ્રરૂપે તો મિથ્યાત્વ—સત્ય માર્ગથી

જુદી દિશાનું પ્રવર્તન કરે તો મિથ્યાત્વ. ૨૨ અવિનય મિથ્યાત્વ—અવિનય કરવો તે પણ મિથ્યાત્વ. ૨૩ અક્રિયા મિથ્યાત્વ. ૨૪ અજ્ઞાન મિથ્યાત્વ. ૨૫ આસાતના મિથ્યાત્વ.

એ પચિસ પ્રકારનું મિથ્યાત્વ મારા જીવે સેવ્યું હોય, સેવરાવ્યું હોય અને મારા આત્માને કોઇ પણ જાતનો પાપ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.

---

## ચૌદ પ્રકારનાં સમુર્છિમ.

ચૌદ પ્રકારનાં સમુર્છિમ જીવો સબંધી પાપ દોષ લાગ્યો હોય તો આળોવું છું.—૧ ઉચ્ચારે સુવા—વિષ્ટા પ્રમુખમાં. ૨ પાસવણે સુવા--પેસાબ પ્રમુખમાં. ૩ ખેળે સુવા--બડખા વિગેરેમાં. ૪ સંઘાણે સુવા—નાકનાં મેલ વિગેરેમાં. ૫ વંતે સુવા--વમન વિગેરેમાં. ૬ પીતે સુવા--પિતોડા વિગેરેમાં. ૭ સોણિએ સુવા—લોહી પ્રમુખમાં. ૮ પુઇએ સુવા--પરૂ વિગેરેમાં. ૯ સુકે સુવા--વીર્ય વિગેરેમાં. ૧૦ સુક પોગલ પડિસાલિએ સુવા—વીર્યથી ખરડાએલ પુદ્દગલ સુકાઇ ગયા હોય તે ફરી લીલા થાય તેમાં. ૧૧ ઇથ્થિ પુરૂષ સંજોગે સુવા--સ્ત્રી પુરૂષનાં સંજોગ વિગેરેમાં. ૧૨ વિગયજીવ કુલેવરે સુવા--મનુષ્યનાં જીવ રહિત કલેવરમાં. ૧૩

નગર નિધમણે સુવા--શહેરોની ખાળ-ગટર વિગેરેમાં. ૧૪ સવ સુચેવ અસુઇ ઠાણે સુવા—સર્વ અશૂચિનાં સ્થાનકો વિગેરેમાં.

એ ચૌદ પ્રકારના સમુર્છિમ સ્થાનકો મારા જીવે સેવ્યા હોય, સેવરાવ્યા હોય અને મારા આત્માને કોઇ પણ જાતનો પાપ દોષ લાગ્યો હોય તો અનંત સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષીએ તસ્સ મિચ્છામી દુક્કડં.

---

## પચીસ પ્રકારનું મિથ્યાત્વ અને ચૌદ પ્રકારનાં સમુર્છિમ જીવો વિષેનો સંવાદ નં. ૮

મથુરાદાસ—સ્નેહી બંધુ! દેવીદાસ ગઇ કાલે 'અસત્ય-પ્રવર્તનથી થતા ગેરફાયદા' એ વિષય પરત્વેની આપણી ચર્ચા બંધ રહેવા પામી છે. હું ધારૂં છું કે, અત્યારે આપને જરૂર અવકાશ હોવો જ જોઇએ. કેમ, આપણે તે ચર્ચા જરા આગળ લંબાવીશું?

દેવીદાસ—પ્રિય મિત્ર મથુરાદાસ! સત્ય સમજવા માટેની તમારી આટલી બધી કાળજી જોઇ હું ખરેખર ખુશ થાઉં છું. ભલે ખુશીથી આપને યોગ્ય લાગે તે પ્રશ્ન કરો.

મથુરા૦—મિથ્યાત્વ એટલે શું? અને તેવા મિથ્યાત્વો મુખ્યત્વે કરીને કેટલા છે? તેમજ તેવા મિથ્યાત્વનું સેવન કોણ કરે છે?

દેવી૦—મિથ્યાત્વ એટલે તદ્દન ખોટું જ. અને તેનાં મુખ્યત્વે કરીને ૨૫ પ્રકાર છે. આવું મિથ્યાત્વ અવિવેકી મનુષ્યો જ સેવે છે.

મથુરા—મિથ્યાત્વમાં ફસાવાથી આત્માને શું નુકશાન થાય છે?

દેવી૦—આત્મિક ગુણ પ્રગટ નહિં થવાને લીધે આત્માનો જેવો જોઈએ તેવો વિકાસ થઇ શકતો નથી.

મથુરા—કેટલાક જૈનોનું એવું માનવું છે કે, જૈન સિવાયનાં અન્ય ધર્માવલંબીઓ એ સર્વ મિથ્યાત્વી છે. એ શું સાચું છે?

દેવી૦--કદિ જ નહિં. જૈન ધર્મની એવી માન્યતા હોઈ શકે જ નહિં. જગતનાં દરેક ધર્મોની અંદર જ્યાં જ્યાં પાખંડ, અનીતિ, અને અસત્ય પ્રવર્તન ભરેલું હોય ત્યાં ત્યાં જ ખરૂં મિથ્યાત્વ રહેલું છે. અને તેવા મિથ્યાત્વનું સેવન કરનાર એ જ ખરેખરો મિથ્યાત્વી છે. પણ પોતાનાં સર્કલમાં ગોંધાઇ રહી, પોતાનું પાપ છુપાવી, બીજાને મિથ્યાત્વી કહેવા બહાર પડવું; એ તો બીજાનું 'લાઇબલ' કરવા બરોબર છે.

મથુરા૦—મિથ્યાત્વમાં કયા ત્રણ કુતત્વનો સમાવેશ થઇ શકે છે?

દેવી૦--કુદેવ, કુગુરૂ, અને કુધર્મનો સમાવેશ થાય છે.

મથુરા૦—એ પચીસ પ્રકારનાં મિથ્યાત્વોમાં મૂળ અને ઉત્તરનો આંક કેટલો આવે છે?

દેવી૦—એ પચીસમાં પહેલેથી પાંચ સુધીનાં 'મૂળ' મિથ્યાત્વો છે, અને ત્યાર પછીના વીસ એ 'ઉત્તર' મિથ્યાત્વો છે.

મથુરા૦—સમુર્છિમ જીવોને ઉત્પન્ન થવા માટેનાં મુખ્યત્વે કરીને કેટલા સ્થાનકો છે? તેમજ આ જીવોની ઉત્પત્તિ ત્રસમાં ગણી શકાય કે સ્થાવરમાં?

દેવી૦—મનુષ્યનાં શરીરથી ઉત્પન્ન થતી ચૌદ પ્રકારની ગંદકીમાં તેવા જીવો ઉત્પન્ન થાય છે. અને તે જીવો ત્રસ કહેવાય છે.

મથુરા૦—ત્રસ જીવોનાં ચાર વર્ગ પૈકીમાં તેનો સમાવેશ કયા વર્ગમાં થઇ શકે છે?

દેવી૦—પંચેંદ્રી નામનાં વર્ગમાં મનુષ્ય ભેદની અંદર તેનો સમાવેશ થઇ શકે છે.

મથુરા૦—આવા સમુર્છિમ જીવોની સંપદા કેવા પ્રકારની હોઇ શકે?

દેવી૦—તેવા જીવોને પ્રજા ચાર, પ્રાણ આઠ, કષાય ચાર, સંજ્ઞા ચાર, લેશ્યા ત્રણ, વેદ એક નપુંસકનો, દ્રષ્ટિ એક મિથ્યાત્વ, અજ્ઞાન બે, અને દર્શન બે; એ તેની સંપદા છે. તેની આયુષ્ય સ્થિતિ જઘન્ય અને ઉત્કૃષ્ટિ અંતરમુહૂર્ત્તની છે.

મથુરા૦—આવા સમુર્છિમ પંચેંદ્રી જીવો આપણાં જોવામાં કેમ આવતા નથી ?

દેવી૦—તેઓનું દેહમાન અતિ સુક્ષ્મ છે. જેમ પાણીનાં એક બિંદુની અંદર રહેનારા જીવો આપણી નજરે દેખાતા નથી પણ 'સુક્ષ્મદર્શક યંત્ર' ની સહાયતા વડે જીવોની અનેકવિધ આકૃતિઓ આપણે જોઇ શકીએ છીએ, તેમ પાણીનાં જીવો કરતા આ સમુર્છિમ પંચેંદ્રી જીવો તેનાથી પણ અતિ સુક્ષ્મ હોવાનાં કારણે તે આપણી દ્રષ્ટિએ દેખાતા નથી. તેને જોવા માટે તો વિજ્ઞાનશાસ્ત્રની શોધખોળ ઉપર અત્યારે આપણે આધાર રાખવો રહ્યો. અન્ય શું ઉપાય.

મથુરા૦—ત્યારે સમુર્છિમ મનુષ્યોની હયાતી છે એવું કહેનાર કોણ ? અને તે કહેનાર પર ભરૂંસો શા આધારે રાખી શકાય ?

દેવી૦—પૂર્વનાં મહાપુરૂષોએ, ચૈતન્ય પ્રભા વડે સ્વ જ્ઞાનદૃષ્ટિથી તેવા જીવો નિહાળેલ છે. આથી જગતનાં કલ્યાણ માટે પોતાનો સ્વાનુભવ શાસ્ત્રોદ્વારાએ આપણી સમક્ષ તેઓએ રજુ કરેલ છે. તે મહાપુરૂષોનું જીવન કેવળ નિઃસ્વાર્થમય, પારમાર્થિક, અને જગતનાં હિત માટે જ યોજાએલ હતું. તેઓ કેવળ જ્ઞાન અને કેવળ દર્શનનાં પ્રતાપે લોકાલોકનું સ્વરૂપ જાણી દેખી શકતા હતા. આથી તેમની નિઃસ્વાર્થમય વાણીમાં શ્રદ્ધા રાખવાની ખાસ જરૂર છે.

મથુરા૦—સમુર્છિમ પચેંદ્રી મનુષ્ય જીવોની ઉત્પત્તિમાં આપણને શું નુકશાન છે.

દેવી૦—તેવા જીવો ખાસ કરીને મનુષ્ય ગંદકીમાં ઉત્પન્ન થાય છે. તેની સાથે ભિન્ન ભિન્ન રોગો ઉત્પન્ન કરનાર ઝેરી જંતુઓ પણ પેદા થાય છે. પ્લેગ, મરકી, કોલેરા ઈત્યાદિ રોગો એ માત્ર મનુષ્ય ગંદકીનેજ આભારી છે.

મથુરા૦—તેવી ગંદકીવાળા પદાર્થો ઓછામાં ઓછા કેટલો વખત પડયા રહે, તો તેમાં સમુર્છિમ પચેંદ્રિ મનુષ્યો ઉત્પન્ન થાય ?

દેવી૦—ઓછામાં ઓછા ૪૮ અડતાલીસ મિનીટ.

મથુરા૦—તેવા જીવો ઉત્પન્ન થવા ન પામે તેના માટે અગાઉથી કેવી તૈયારી હોવી જોઇએ.

દેવી૦—દરેક ચીજમાં ઉપયોગ રાખવો જોઇએ. સમયસૂચક બની તેવા પદાર્થો ખુલ્લી જગ્યામાં પરઠી દેવા જોઇએ. અને તેનાં ઉપર સખત તડકો અને પવનની આવજાવ થાય તેમ વર્ત્તવું જોઇએ.

મથુરા૦—બંધુ ! આજે હું જ્ઞાન દ્રષ્ટિએ નવું જીવન પામ્યો છું. કેમકે જૈન ધર્મનું આવું તત્વજ્ઞાન તો મેં આજેજ નિહાળ્યું. આપને આપેલી તસ્દી માટે ઉપકાર માની હવે હું જવાની રજા લઇશ.

દેવી૦—ભાઇ ! તત્વજ્ઞાનની ખુબી એ જ છે. જેમ

જેમ તત્ત્વજ્ઞાનનું કોકડું આપણે ઉકેલતા જશું, તેમ તેમ આથી પણ નવું નવું જાણવાનું આપણને મળી શકશે. બંધુ ! ઉપકાર માનવાની કાંઈ જરૂર નથી. ભલે, ખુશીથી પધારો. લ્યો જયજીનેંદ્ર.

મથુરા૦—જયજીનેંદ્ર, ભાઇ ! જયજીનેંદ્ર.

---

ચૌદ પ્રકારનાં સમુર્છિમનો પાઠ બોલ્યા પછી "ઇચ્છામિ ઠામિ આલોઉં જોમેં દેવસિ અઈયારો" એ પાઠ આખો બોલી જઇ એક નમોક્કાર ભણવો. અને ત્યાર પછી 'કુરમેભંતે' નો આખો પાઠ બોલી જવો. ત્યાર પછી નીચે મુજબ પાઠ ભણવો.

## શ્રી ચત્તારી મંગળંનો પાઠ.

( ડાબો ઢીંચણ ધરતી પર સ્થાપી, જમણો ઢીંચણ ઉભો રાખી, બે હાથ જોડી પગે લાગીને નીચેનો પાઠ કહેવો. )

શ્રી ચત્તારી મંગળં--આ જગતને વિષે ચાર પ્રકારની વસ્તુ મંગળીક છે. અરિહંતા મંગળ--શ્રી અરિહંત દેવ મંગળીક છે. સિદ્ધા મંગળં--સિદ્ધ પરમાત્મા મંગળીક છે, સાહુ મંગળં--સર્વ સાધુજી મંગળીક છે. કેવળી પનંતો ધમ્મો મંગળં--કેવળજ્ઞાનીનો પ્રરૂપેલ ધર્મ મંગળીક છે. ચત્તારી લોગુત્તમા--આ

જગતને વિષે ચાર પ્રકારની વસ્તુ ઉત્તમ છે. **અરિહંતા લોગુત્તમા**—અરિહંત દેવ લોકમાં ઉત્તમ છે. **સિદ્ધા લોગુત્તમા**—સિદ્ધ પરમાત્મા લોકને વિષે ઉત્તમ છે. **સાહુ લોગુત્તમાં**—સાધુ લોકમાં ઉત્તમ છે. **કેવળી પનંતો ધમ્મો લોગુત્તમા**—કેવળજ્ઞાનીનો પ્રરૂપેલ ધર્મ આ લોકમાં ઉત્તમ છે. **ચત્તારિ શરણું પવ્વજામી**—આ જગતને વિષે ચાર પ્રકારનું શરણ હીતકારી છે. **અરિહંતા શરણું પવ્વજામી**—અરિહંતનું શરણ હીતકારી છે. **સિદ્ધા શરણું પવ્વજામી**—સિદ્ધ પરમાત્માનું શરણ હીતકારી છે. **સાહુ શરણું પવ્વજામી**—સાધુ મુનિરાજનું શરણ હીતકારી છે. **કેવળી પનંતો ધમ્મો શરણું પવ્વજામી**—કેવળજ્ઞાનીનો પ્રરૂપેલ ધર્મ હીતકારી છે.

એ ચાર મંગળિક, ચાર ઉત્તમ, ને ચાર શરણા સેવે જે, ભવસાગરમાં તરે તે. સકળ કર્મનો આણે અંત, મોક્ષ તણાં સુખ લહે અનંત; ભાવ ધરીને જે ગુણ ગાય, તે જીવ તરીને મુગતે જાય. સંસાર માંહી શરણાં ચાર, અવર ન શરણું હોય; જે નરનારી આદરે, તેને અક્ષય અવિચળ પદ હોય. અંગુઠે અમૃત વસે, લબ્ધિતણા ભંડાર; ગુરૂ ગૌતમને સમરીએ, તો સદાય, મનવાંછિત ફળ થાય.

---

## ચત્તારી મંગળં વિષેનો સંવાદ નં. ૯

**મહેન્દ્રનાથ**—પ્રિય બંધુ પ્રવિણચંદ્ર! ગઈ કાલે લગ્નોત્સવનો મંગળિક દિવસ આપે ઉજવ્યો, એ ઘણું સારૂં

કર્યું. પણ ખરી મંગળિક વસ્તુ કોને કહી શકાય, તેનું યથાર્થ જ્ઞાન તો આપે લીધું જ હશે?

પ્રવીણચંદ્ર—સ્નેહી બંધુ મહેન્દ્રનાથ! એ વિષય પરત્વે તમારા જેટલો બહોળો અનુભવ હું ધરાવી શકતો નથી. પણ એ દિશા તરફ મેં યતકિંચિત્ પ્રયાસ કરેલો છે.

મહેન્દ્ર૦—કહો ત્યારે, ખરી મંગળિક વસ્તુ કોને કહી શકાય?

પ્રવીણ૦—ત્રણે કાળની અંદર જે વસ્તુ અપમંગળિક ન થવા પામે, તેજ વસ્તુ ખરી રીતે મંગળિક કહી શકાય.

મહેન્દ્ર૦—સાંસારિક વ્યવહારમાં મંગળિક વસ્તુ કોને કોને કહી શકાય છે?

પ્રવીણ૦—વેવિશાળ પ્રસંગ, લગ્નોત્સવ, શ્રીમંત મુહૂર્ત, પુત્ર જન્મ, પ્રિયજનોનો મેળાપ ઇત્યાદિ પ્રસંગોને માંગલ્યકારીક પ્રસંગો કહી શકાય છે.

મહેન્દ્ર૦—એ સર્વ ખરી મંગળિક વસ્તુ છે, કે અપમંગળિક?

પ્રવીણ૦—તત્વદૃષ્ટિએ નિહાળતાં તેનો પણ અસ્ત છે; માટે ન્યાયદૃષ્ટિએ તે અપમંગળિક ગણી શકાય.

મહેન્દ્ર૦—ત્યારે સત્યનું નગ્ન સ્વરૂપ ખડું કરનાર એવી મંગળીક વસ્તુ કઇ કઇ છે?

પ્રવીણ૦—શ્રી અરિહંતદેવ, શ્રી સિદ્ધ પરમાત્મા અને સર્વ સાધુજીનું સ્મરણ તથા આ કેવળજ્ઞાની મહાપુરૂષોનો પ્રરૂપેલ ધર્મ એ ચાર વસ્તુ આ લોકમાં ઉત્તમ ( તત્વ દૃષ્ટિએ ) ગણાય છે. જે વસ્તુ કોઇ દિવસ લઘુતાને પ્રાપ્ત થઇ શકતી નથી.

મહેન્દ્ર૦—જીવને અંત સમયે કોનું શરણુ હિત-કારી છે?

પ્રવીણ૦—ઉપરની ચાર શાશ્વતિ વસ્તુનું જ શરણુ હીતકારી છે.

મહેન્દ્ર૦—ત્યારે માબાપ, સ્ત્રી, પુત્ર પરિવાર અને સગા સબંધી તેમ જ હેતુ મીત્ર વિગેરેનું શરણુ તે સાચું શરણ ન કહી શકાય ?

પ્રવીણ૦—તેનું શરણુ સ્વાર્થમય છે. આ શરણુ સ્વાર્થ સુધીજ ટકી રહે છે. ચળાચળ સ્થિતીને ઉત્પન્ન કરનાર તે એક રાક્ષસી શરણુ છે. ઉપર મુજેબ ચાર શાશ્વતિ વસ્તુનું શરણુ એજ આ લોક અને પરલોકમાં સાચું શરણુ છે. અને એથી જ આત્મશાંતિ મળી શકે છે.

મહેન્દ્ર૦—ઉપર મુજબની ચાર વસ્તુનું શરણુ અંગિ-કાર કરવાથી આત્માને શું ફાયદો થવા સંભવ છે ?

પ્રવીણ૦—તેમનાં શરણે જવાથી તેમનાં જીવન પ્રસંગો આપણી સમક્ષ ખડા થાય છે. એ પ્રસંગોમાંથી સદ્-

ગુણ રૂપી અમૃતનો ઝરતો પ્રવાહ આપણે યત્કિંચિત્ ઝીલવા માટે ભાગ્યશાળી થઈએ છીએ. આથી પરિણામ એ આવે છે કે, ક્રમે ક્રમે આપણે કર્મરહીત બની, આખર તેજ સ્વરૂપને પ્રાપ્ત થઇ આપણે મુક્ત દશા ( મોક્ષદશા ) અનુભવી શકીએ છીએ.

મહેન્દ્ર૦—ભાઇ પ્રવીણચંદ્ર ! તમારૂં તત્વજ્ઞાન સ્તુત્ય છે. સંસારમાં રહ્યા છતાં પણ આવી સાચી અને ઉંડી સમજણ માટે હું તમોને મુબારકબાદી આપુ છું. અને ઇચ્છું છું કે, હજી પણ તમારૂં તે તત્વજ્ઞાન તમે જરા આગળ લંબાવશો.

પ્રવીણ૦—મીત્ર મહેન્દ્રનાથ ! તમારી મારા પ્રત્યેની આવી શુભ લાગણી માટે હું તમારો ઉપકાર માનું છું. અને તમારી સૂચનાનો પ્રેમપૂર્વક સ્વિકાર કરી. તત્વજ્ઞાનનાં ગર્ભપ્રદેશમાં વિચારવા માટે યતકિંચિત મારો ક્ષયોપશમ હું ચાલુ રાખીશ, એમ હું આપને વિશ્વાસ આપું છું. હ્યો જયજીનેંન્દ્ર.

મહેન્દ્ર૦—જયજીનેંન્દ્ર; ભાઇ ! જયજીનેંન્દ્ર.

---

ચત્તારિ મંગળનો પાઠ બોલી લીધા પછી ‘ ઇચ્છામી ઠામી કાઉસ્સગ્ગ ’ નો આખો પાઠ બોલી જવો. અને ત્યાર પછી ‘ ઇરિયાવહી ’ નો પાઠ સંપૂર્ણ કહી નીચે મુજબ **સમણસુત્રની** શરૂઆત કરવી.

# પાંચ પ્રકારનાં શ્રમણ સૂત્રો.

## પહેલું શ્રમણ સૂત્ર.

ઇચ્છામિ પડિકમિઉં-પાપ કર્મથી નિવૃત્ત થવા માટે હું ઈચ્છું છું. **પગામસિજાએ**-ઘણું સુવાણું હોય. **નિગામસિજાએ**-ઘણે પાથરણાંએ સુવાણું હોય. **સંથારા ઉવટ્ટણાએ**-સુતા સુતા વગર પુંજ્યે પાસું ફેરવ્યું હોય. **પરિયટ્ટણાએ આઉટ્ટણાએ**-વારંવાર એ રીતે પડખાં ફેરવ્યાં હોય, અને યત્ના રહીત હાથ પગો આદિ અવયવો સંકોચ્યા હોય. **પસાયણાએ**-હાથ પગો યત્ના રહીત પૂંજ્યા વિનાં લાંબા કરેલા હોય. **છપઈ સંઘટ્ટણાએ**-છ પગી જું આદિ જીવો કચરેલાં હોય. **કુઈએ કકરાઇએ**-કુચેષ્ટા વડે ઉઘાડે મોઢે બોલવાથી. **છીએ જંભાઇએ**-ઉઘાડે મોઢે છીંક અને બગાસું ખાધું હોય. **આમોસે**-પુંજ્યા વિનાં ખણ્યું હોય. **સસરખામોસે**-સચેત રજે ખરડાએલ વસ્ત્રાદિનો સ્પર્શ કર્યો હોય. **આઉલ માઉલાએ**-આકુળ વ્યાકુળ થયો હોય. **સુવણ વત્તિયાએ**-સ્વપ્નામાં વિચીત્ર પ્રકારનાં રૂપ દીઠાં હોય. ***ઈથીવિપરીયા સિયાએ**-સ્વપ્નમાં સ્રી સાથે મૈથુનાદિ સંભોગની ઇચ્છા થઇ હોય. **દિઠી વિપરીયા સિયાએ**-સ્વપ્નમાં સ્રી સંગાથે દૃષ્ટિથી ક્રિડા કરી હોય.

---

* આ શબ્દ પુરૂષ વ્યક્તિએજ બોલવો. સ્રી વ્યક્તિએ આ શબ્દની બદલીમાં "**પુરૂષ વિપરીયાસિયાએ**" એમ કહેવું.

મણુવિપરીયાસિયાએ-સ્વપ્નમાં સ્ત્રી સંગાથે મનથી ભોગ ભોગવેલ હોય. પાણુભોયણુ વિપરીયાસિયાએ-પાણી ભોજન સ્વપ્નની અંદર કરેલ હોય. જોમે દિવસીઓ અઈ-યારોકઓ-જે મને દિવસ સંબંધી અતિચાર લાગ્યો હોય. તસ્સ મિચ્છામી દુકકડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## શ્રમણ સૂત્ર બીજું.

પડિક્કમામિ ગોયર ગચરિયાએ-ગાયની પેઠે થોડો અહાર લેવા જતાં પાપ થકી નિવર્તુ છું. ભિખાય રિયાએ-અહારાદિક માટે ભિક્ષા માગવા જતાં. ઉઘાડ કમાડ-અડધું કમાડ ઉઘાડયું હોય. ઉઘાડણાએ-આખું કમાડ ઉઘાડયું હોય. સાણા વચ્છા દારા સંઘટ્ટણાએ-કુતરા, વાછરડાં, અને નાનાં બાળકને ઓળંગીને જવાણું હોય. મંડિપાહુડિયાએ-બીજા કોઈને વાસ્તે રાખેલું લીધું હોય. બલીપાહુડિયાએ-બળીદાન વિગેરે માટે બાકુળાં કરેલ લીધેલા હોય. ઠવણા પાહુડીયાએ-ભીખારી માટે રાખેલું લીધું હોય. સંકિએ સહસ્સાગારે-સંકા પડયા છતાં બળાત્કાર કરવાથી લેવું પડયું હોય. અણેસણાએ-અજાણતાં અક-લ્પનિક અસુજતો આહાર લીધો હોય. પાણેસણાએ-અજા-ણતાં અસુજતું પાણી લેવાણું હોય. આણુભોયણાએ-દોષ-વાળો અહાર વાપર્યો હોય. પાણુભોયણાએ-દોષવાળું પાણી

વાપર્યું હોય. બીય ભોયણાએ-બીજ સહીત સચેત ભોજન લીધું હોય. હરિય ભોયણાએ-લીલોતરી સહીત સચેત ભોજન લીધું હોય. પચ્છાકમ્મિયાએ-આહાર વહોરાવ્યા પછી કાંઈ દોષ લાગ્યો હોય. પુરેકમ્મિયાએ-અહાર લીધા પહેલાં કોઇ દોષ લગાડયો હોય. અદિઠહડાએ-નજરે ન દેખાય ત્યાંથી લાવી દીધેલું હોય. દગસંસઠહડાએ-કાચા પાણીનો સ્પર્શ કરી દીધેલો અહાર લીધેલો હોય. રયસંસઠહડાએ-સચેત રજનાં સ્પર્શવાળું લીધું હોય. પારિસાડણીયાએ-ઘણો આહાર લઇને પછી નાખી દીધો હોય. પારિઠાવણીયાએ-ખાવો થોડો ને નાખી દેવો ઘણો એવો અહાર લીધો હોય. ઉહાસણ ભિખ્ખાએ-વારંવાર વસ્તુ માગી લીધી હોય. જં ઉગમેણં-જે દોષ વહોરાવનારથી લાગ્યા હોય, ઉપાયણે સણાએ-પોતા થકી જે દોષ લાગ્યા હોય. અપડિ શુદ્ધં-એવા અકલ્પનિક અહારપાણી. પડિગાહિયં-લીધા હોય. પરિભુત્તંવા-ભોગવ્યાં હોય. જં ન પરિઠવિયં-જે નાખી દેવા યોગ્ય છે તે નાખી ન દીધું હોય. તસ્સમિચ્છામી દુક્કડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## શ્રમણ સૂત્ર ૩ જું.

પડિક્કમામિ ચઉકાલં સઝાયસ અકરણીયાએ-ચારે વખતને માટે સઝાય પાઠ ન કરેલાં હોય તો તે પાપ

થકી નિવર્તુ છું. ઉભયકાલં ભંડો વગરણસ્સ-સાંજ સવાર એમ બે વખતને માટે ભંડ ઉપગરણ. અપાડલેહણાએ-નજરે જોયા ન હોય. દુપડિલેહણાએ-માઠી રીતે જોયા હોય. અપમજ્જણાએ દુપમજ્જણાએ-પોંજ્યા ન હોય અને પોંજ્યા હોય તો માઠી રીતે પોંજ્યા હોય. અઇક્કમે-અતિક્રમ એટલે પાપ કરવાનો વિચાર કર્યો હોય. વઇક્કમે-વ્યતિક્રમ એટલે પાપ કરવાની તૈયારી કીધી હોય. અઇયારે-અતિચાર એટલે પાપ કરવા લાગ્યો હોય. અણાયારે-અનાચાર એટલે પાપ કીધું હોય. જો મેં દિવસિઓ અઇયારો કઓ-જો મેં દીવસ સબંધી તે પાપ કરેલું હોય. તસ્સમિચ્છામિ દુક્કડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## શ્રમણ સૂત્ર ૪ થું.

પડિક્કમામિ એગવિહે અસંજમે-એક પ્રકારનાં અસંયમ થકી નિવર્તુ છું. પડિક્કમામિ દોહી બંધણેહિં-બે પ્રકારનાં બંધનથી નિવર્તુ છું. રાગબંધણેણં-તે એક રાગનું બંધન. દોષ બંધણેણં-અને બીજું દ્વેષનું બંધન. પડિક્કમામિ તિહિં દંડેહી-ત્રણ પ્રકારનાં દંડથી નિવર્તું છું. મણદંડેણં વય દંડેણં કાય દંડેણં-તે મન, વચન, ને કાયાનાં ત્રણ દંડો. પડિક્કમામિ તિહિં ગુત્તિહં-ત્રણ પ્રકારની ગુપ્તીનાં દોષથી નિવર્તું છું. મણગુત્તિએ, વયગુત્તિએ, કાયગુત્તિએ-મન, વચન, અને કાયાની એમ

ત્રણ ગુપ્તી શુભ પરિણામમાં ગોપવી રાખવી. **પડિક્કમામિ તિહિં સલ્લેહિં**–ત્રણ પ્રકારનાં શલ્યાદિનાં દોષથી નિવર્તું છું. **માયા સલ્લેણં નિયાણં સલ્લેણં મિચ્છા દંસણં સલ્લેણં**–માયા કપટ, ફળની માગણી, અને દંભ રાખવો એ ત્રણ સલ્ય, **પડિક્કમામિ તિહિં ગારવેહિં**–ત્રણ પ્રકારનાં ગર્વથી નિવર્તું છું. **ઈઢિ ગારવેણં**-રિદ્ધીનો ગર્વ, **રસ ગારવેણં**–મીઠા ભોજનનો ગર્વ. **સાયા ગારવેણં**–સાતાકારી શારીરિક સુખનો ગર્વ. **પડિક્કમામિ તિહિં વિરાહણાંએ**–ત્રણ પ્રકારની વિરાધનાથી નિવર્તું છું. **નાણં વિરાહણાએ** જ્ઞાનની વિરાધના, **દંસણ વિરાહણાએ**–સમકિતની વિરાધનાં. **ચરિત્ત વિરાહણાએ**–ચારિત્રની વિરાધનાં. **પડિક્કમામિ ચઉહિં કસાએહિં**–ચાર પ્રકારનાં કષાયથી નિવર્તું છું. **કોહ કસાએણં**-ક્રોધની ઉત્પત્તિ. **માણ કસાએણં**–માનની ઉત્પત્તિ. **માયા કસાએણં**–માયા કપટની ઉત્પત્તિ. **લોભ કસાએણં**-લોભની ઉત્પત્તિ. **પડિક્કમામિ ચઉહિં સન્નાહિં**–ચાર પ્રકારની સંજ્ઞાના દોષથી નિવર્તું છું. **આહાર સંન્નાએ**-આહારની ઇચ્છા. **ભય સન્નાએ**–ભયની ઇચ્છા. **મેહુણ સન્નાએ**–મૈથુનની ઇચ્છા. **પરિગ્રહ સન્નાએ**–પરિગ્રહની ઇચ્છા. **પડિક્કમામિ ચઉહિં વિકહાએહિં**–ચાર પ્રકારની વિકથાનાં દોષથી નિવર્તું છું. ***ઇત્થકહાએ**–સ્ત્રીઓ સબંધી શૃંગારિક વાર્તાલાપ કરવો તે.

* સ્ત્રી વર્ગે "પુરૂષકહાએ" એ શબ્દ બોલવો.

ભત્ત કહાએ-ભોજનાદિ સબંધી સારૂં નરસું વર્ણવેલ હો
તે. દેસ કહાએ-દેશાચાર સબંધી વાતચીતો કરવી
રાય કહાએ-રાજા સબંધીનાં પરાક્રમ વિગેરેની વાત કર
તે. પડિક્કમામિ ચઉહિં ઝઝાણેહિં-ચાર પ્રકારનાં ધ્યાન
દોષથી નિવર્તું છું. અટ્ટેણં ઝઝાણેણં-આર્ત ધ્યાન ધરવાથ
રૂદેણં ઝઝાણેણં-રૌદ્રધ્યાન ધરવાથી. ધમ્મેણં ઝઝાણેણં
ધર્મધ્યાન ધરવાથી. સુક્કેણં ઝઝાણેણં-શુકલધ્યાન ધરવાથ
પડિક્કમામિ પંચહિં કિરીયાહિં-પાંચ પ્રકારનાં ક્રિયા
દોષથી નિવર્તું છું. કાઈયાએ-કાયાએ કરી. અહિગ
રણિયાએ-હથીઆર પ્રમુખ અધીકરણનાં દોષથી. પા
સિયાએ-બીજા ઉપર દ્વેષ રાખવાનાં દોષથી. પારિતા
ણિયાએ-બીજાને પરિતાપનાં ઉપજાવવાનાં દોષથી. પ
ણાઇવાયં કિરીયાએ-જીવહિંસાનાં દોષથી. પડિક્કમા
પંચહિં કામગુણેહિં-પાંચ પ્રકારનાં કામ વધવા
દોષથી નિવર્તું છું. સદ્દેણં-ગાનતાન વિગેરે શબ્દોથ
રૂવેણં-સ્ત્રીયાદિનાં રૂપ નિરખવાથી. ગંધેણં-અત્તર પ્રમુ
વિગેરે વાસનાં લેવાથી. રસેણં-રસનો સ્વાદ લેવાથ
ફાસેણં-સ્પર્શ કરવાથી. પડિક્કમામિ પંચહિં મહવ્વ
એહિં-પાંચ પ્રકારનાં મહાવ્રતોનાં દોષોથી નિવર્તું છું. પ
ણાઈવાયાઓ વેરમણં-સર્વથા જીવહિંસાનાં દોષથ
મુસાવાયાઓ વેરમણં-સર્વથા જુઠું બોલવાનાં દોષથ
અદિન્નાં દાણાઓ વેરમણં-સર્વથા ચોરી કરવાનાં દોષથ

**મેહુણાઓ વેરમણં**-સર્વથા મૈથુનનાં દોષથી. **પરિગ્ગહાઓ-વેરમણં**-સર્વથા પરિગ્રહનાં દોષથી. **પડિક્કમામિ-પંચહિં સુમીએહિં**-પાંચ પ્રકારની સુમતિનાં દોષથી નિવર્તું છું. **ઈરિયા સુમીએ**-નીચે દૃષ્ટિ કરી ચાલવાનાં દોષથી. **ભાસા સુમીએ**-ભાષાનો ઉપયોગ કરવાનાં દોષથી. **એસણા સુમીએ**-અહારાદિક લેવાનાં દોષથી. **આયાણ ભંડ મત્ત નિખ્ખેવણા સુમિએ**-વસ્તુ પાત્રાદિક લેવા મુકવાનાં દોષથી. **ઉચ્ચાર પાસવણ ખેલ જલ સંઘાણ પારિઠાવણિયા સુમિએ**-ઝાડો, પેશાબ, મલ, લીંટ વિગેરે પરઠવવાનાં દોષથી. **પડિક્કમામિ છહિં જીવનિકાએહિં**-છ કાય જીવની વિરાધનાનાં દોષથી નિવર્તું છું. **પુઢવીકાએણં**-પૃથ્વીનાં જીવોની વિરાધનાનાં દોષથી. **આઉકાએણં**-અપકાય કહેતાં પાણીનાં જીવોની વિરાધનાનાં દોષથી. **તેઉકાએણં**-અગ્નિનાં જીવોની વિરાધનાનાં દોષથી. **વાઉકાએણં**-વાયરાનાં જીવોની વિરાધનાનાં દોષથી. **વણસ્સઇકાએણં**-વનસ્પતિનાં જીવોની વિરાધનાનાં દોષથી. **તસ્સકાએણં**-ત્રસ જીવોની વિરાધનાનાં દોષથી. **પડિક્કમામિ છહિં લેસાહિં**-છ પ્રકારની લેશાનાં દોષથી નિવર્તું છું. **કિન્હલેસાએ**-કૃષ્ણલેશાનાં દોષથી. **નિલલેશાએ**-નિલ એટલે ક્રોધાદિ દુરાચારનાં દોષથી. **કાઉ લેશાએ**-કાઉ કહેતાં પરદારા સાથે ભોગ ભોગવવાનાં દોષથી. **તેઉલેશાએ**-તેજુલેશાનાં દોષથી. **પદ્મલેશાએ**-પદ્મ લેશાનાં દોષથી. **સુક્કલલેશાએ**- સુક્કલ:

લેશાનાં દોષથી. **પડિક્કમામિ સતહિં ભયઠાણેહિં**-સાત પ્રકારનાં ભય સેવવા થકીનાં દોષથી નિવર્તું છું. **અઠહિંમય ઠાણેહિં**-આઠ પ્રકારનાં મદ કરવાનાં દોષથી નિવર્તું છું. **નવહિંબંભચેર ગુત્તિહિં**-બ્રહ્મચર્યની નવ વાડોનું સેવન કરવાનાં દોષથી નિવર્તું છું. **દસવિહે સમણ ધમ્મે**-દશ પ્રકારનો યતિ ધર્મ. **એકારસહિં ઊવાસગ પડિક્કમામિ**-શ્રાવકની અગિયાર પડિમાંના દોષથી નિવર્તું છું. **બારસ્સ ભીખ્ખુ પડિમાહિં**-બાર પ્રકારની ભિક્ષુની પડિમા. **તેરસહિં કિરિયા ઠાણેહિં**-તેર પ્રકારની ક્રિયા વડે કર્મ બાંધવાનાં સ્થળો. **ચઉદસેહિં ભૂયગામેહિં**-ચઉદ પ્રકારનાં જીવોનો જથ્થો. **પન્નરસહિં પરમાહમિએહિં**-પંદર પ્રકારનાં પરમાધામી દેવો. **સોલસહિં ગાહા સોલસએહિં**-સુયગડાંગજી સૂત્રનાં પ્રથમ શ્રુત સ્કંધનાં સોળ અધ્યયન. **સત્તર સવિહે અસંજમેહિં**-સત્તર પ્રકારનો અસંયમ. **અઢારસવિહે અબંભેહિં**-અઢાર પ્રકારનાં અબ્રહ્મચર્યથો. **એગુણ વિસાએ નાયઝયણેહિં**-જ્ઞાતાજીનાં પ્રથમ શ્રુત સ્કંધનાં ઓગણીસ અધ્યયન. **વિસાએ અસમાહિં ઠાણેહિં**-વીસ પ્રકારનાં અસમાધીનાં ઠેકાણાં. **એગવિસાએ સબળેહિં**-એકવીસ પ્રકારનાં સબળા દોષથી **બાવિસાએપરિસએહિં**-બાવીસ પ્રકારનાં પરિસહથી. **તેવિસાએસુયગડ ઝયણેહિં**-સુયગડાંગ સૂત્રના પહેલા બીજા શ્રુત સ્કંધનાં ત્રેવીસ અધ્યયન. **ચઉવિસાએ દેવેહિં**-ચોવિસ

પ્રકારનાં દેવો. **પચવિસાએ ભાવણાહિં**–પચિસ પ્રકારની ભાવનાને વિષે. **છવિસાએ દસા કપ્પ વવહારેણં ઉદ્દેસણં કાલેણં**–દસાશ્રુત સ્કંધનાં ૧૦, બૃહદકલ્પનાં ૬, વ્યવહાર સૂત્રનાં ૧૦, એ મળી છવીસ ઉદ્દેસા, **સત્તાવિસાએ અણગાર ગુણેહિં**–સાધુજીનાં સત્તાવીસ ગુણ, **અઠાવિસાએ આયારકપ્પેહિં**–અઠાવીસ સાધુનાં આચાર. **એગુણત્તિસાએ પાવસુયપ્પ સંગેહિં**–ઓગણત્રીસ પ્રકારનાં પાપ સુત્ર. **તીસાએ મહા મોહણી ઠાણેહિં**–ત્રીસ પ્રકારનાં મહા મોહનીનાં ઠેકાણાં. **એકત્તીસાએ સિદ્ધાઇ ગુણોહં**–સિદ્ધનાં એકત્રીસ ગુણ. **બત્તીસાએ જોગ સંગેહિ**–બત્રીસ પ્રકારનાં યોગનો સંગ્રહ. **તેત્તીસાએ આસાયણાંએ**–તેત્રીસ પ્રકારની આસાતનાં. **અરિહંતાણં આસાયણાંએ**–શ્રી અરિહંત દેવની આસાતનાં. **સિદ્ધાણં આસાયણાંએ**–શ્રી સિદ્ધ પરમાત્માની આસાતનાં. **આયરિયાણં આસાયણાંએ**–આચાર્યજીની આસાતનાં. **ઉવઝ્ઝાયાણં આસાયણાંએ**–ઉપાધ્યાયજીની આસાતનાં. **સાહુણં આસાયણાંએ**–સાધુની આસાતનાં. **સાહુણીણં આસાયણાંએ**–સાધવીની આસાતનાં. **સાવયાણં આસાયણાંએ**–શ્રાવકની આસાતનાં. **સાવિયાણં આસાયણાએ**–શ્રાવિકાની આસાતનાં **દેવાણં આસાયણાએ**–દેવોની આસાતનાં. **દેવીણં આસાયણાંએ**–દેવીઓની આસાતનાં. **ઈહ લોગસ્સ આસાયણાંએ**–આ લોકની આસાતનાં. **પર લોગસ્સ આસા

યણાંએ-પરલોકની આસાતનાં. કેવળીણં આસાયણાએ-કેવળીની આસાતનાં.કેવળી પન્નત્તસ ધમ્મસ્સ આસાયણાં-એ-કેવળીનાં પ્રરૂપેલ ધર્મની આસાતનાં કરી હોય. સદેવ મણુંઆ સૂરસ્સ લોગસ્સ આસાયણાંએ-દેવતા અને મનુષ્ય સહીત જે લોક તેની આસાતનાં. સવંપાણભૂયં જીવ સત્તાણં આસાયણાંએ-સર્વ જીવો સત્તાએ શાશ્વત પણું ધરાવે છે તેની આસાતનાં. કાલસ્સ આસાયણાંએ-ત્રણે કાળની આસાતનાં. સુયસ્સ આસાયણુંએ-સૂત્ર સિદ્ધાંતોની આસાતનાં, સુયદેવતાએ આસાયણુંએ-સૂત્ર દેવ કહેતાં તીર્થંકરની આસાતનાં. વાયણારિયસ્સ આસાયણાંએ-વાંચણી આપનાર આચાર્યજીની આસાતનાં. જંવાઇદ્ધં-તેમજ સૂત્રો આઘા પાછા ભણાયા હોય.વચ્ચામેલિયં-ઉપયોગ વિનાં ભણાયા હોય.હીણ-ખ્ખરં-ઓછો અક્ષર ભણાણો હોય. અચ્ચખ્ખરં-અધીક અક્ષર ભણાણો હોય. પયહિણું-પદ ઓછા અદકું ભણાએલ હોય. વિણુયહિંણું-વિનય રહિત ભણાણું હોય. જોગહિણું-મન વચન કાયાનાં યોગ રહિત ભણાયું હોય. ઘોસહિણું-શુદ્ધ ઉચાર વિનાં ભણાયું હોય. સુકુદિન્નં-સારૂં જ્ઞાન અવનિતને દેવાણું હોય. દુકુ પડિછીયં-અવનિતપણે જ્ઞાન લેવાણું હોય. અકાળે કઓ સઝાઓ-અકાળે સઝાય કરેલી હોય. કાળે ન કઓ સઝાઓ-સઝાય કરવાનાં વખતે સઝાય ન કરી હોય. અસઝાએ સઝાયં-અપવિત્ર જગ્યામાં સઝાય કરી હોય, સઝાએ ન સઝાયં-સઝાય કરવા જેવી

જગ્યામાં સઝાય ન કરી હોય. તસ્સ મિચ્છામી દુક્કડં-તેનું ફળ મને નિષ્ફળ થાઓ.

---

## શ્રમણ સૂત્ર ૫ મું.

નમો ચઉવીસાએ-ચોવિસ તીર્થંકર દેવોને નમસ્કાર કરૂં છું. ત્તિથયરાણં-તીર્થંકરોને. ઉસભાઈ મહાવીરં-પ્રથમ રૂષભદેવથી માંડીને શ્રી મહાવીર સ્વામી સુધીનાં. પજ્જવસણાંણં-તેઓને નમન કરૂં છું. ઈણમેવ નિગ્ગંથ-એવા તીર્થંકર દેવોનો ભાંખેલ નિગ્રંથ. પાવયણં-કે જે સાધુનો ધર્મ પ્રરૂપેલ છે. સચ્ચં આણુંત્તરં-તે સત્ય છે અને સર્વોત્તમ છે. કેવળીયં-કેવળજ્ઞાનીનો તે પ્રરૂપેલ છે. પડિપુન્નં-તે પરિપૂર્ણ ગુણ સહીત છે. નેયાઉયં-તે ન્યાય યુક્ત છે. સંશુધ્ધં-તે પુરેપુરો શુદ્ધ છે. સલ્લકત્તાણં-સલ્યનો તે કાપનાર છે. સિધ્ધીમગં-એવો જે સિદ્ધ થવાનો માર્ગ. મુક્તિમગ્ગં-કર્મથી મુકાવાનો માર્ગ. નિજ્જાણ મગ્ગં-કર્મનો છેડો લાવવાનો માર્ગ. નિવ્વાણ મગ્ગં-કર્મ નિવારીને શીતળ થવાનો માર્ગ. અવિતહ મવિસંધી તેનાં વિષે સંદેહ રાખવો નહિં. સવ્વ દુઃખપહિણ મગ્ગં-સર્વે દુઃખનો મટાડનાર માર્ગ. ઇથ્થંઠિયા જીવા સિઝંતી-એ વિષે રહેલા જીવો સિદ્ધ થશે. બુઝંતિ-બુઝાશે. મુચંત્તિ-કર્મથી મુકાશે. પરિનિવાયંતિ-કર્મ નિવારીને

શિતળભુત થશે. સવ્વ દુઃખાણં મતં કરંતિ-સર્વ પ્રકારનાં દુઃખનો અંત કરશે. ત્તંધમ્મં સદ્દહામિ-તેવા ધર્મને સદ્દહું છું. પત્તિયામિ-પ્રતિત કહેતાં વિશ્વાસ રાખું છું. રોયેમિ-મને રૂચિ શકે તેમ વર્તું છું. ફાસેમિ-તેનો સ્પર્શ કરૂં છું. પાલેમિ-તેને પાળું છું. આણુપાલેમિ-વિશેષે કરીને પાળું છું. ત્તંધમ્મં સદ્દહંતો-તેવા ધર્મની બીજાને શ્રદ્ધા કરાવતો. પત્તિયંતો-વિશ્વાસ કરાવતો. રોયંતો શકિત મુજબ રૂચાવતો. ફાસંતો-અદરાવતો.પાલંતો-પળાવતો થકો. આણુપાલંતો-વિશેષે કરીને પળાવતો.ત્તસ્સ ધમ્મસ-તે ધર્મ. કેવળી પન્નતસ્સ-કેવળીનો પ્રરૂપેલ છે તેનાં વિષે. અબ્ભુટ્ઠિઓમી આરાહણાએ-સાવધાન રહેતાં થકાં સર્વ પ્રકારના આરાધનાંને વિષે. વિરોમી વિરાહણાએ-વીરાધનાં કરવાથી નિવર્ત્યો છું. અસંજમ પરિયાણામિ-અઢાર પાપ-સ્થાનક રૂપી અસંયમને છાંડું છું. સંજમ ઉવસંપજામિ-સતર ભેદે સંયમનો સ્વિકાર કરૂં છું. અબંભં પરિયાણામિ-અઢાર ભેદે અબ્રહ્મચર્યને છાંડું છું. બંભં ઉવસંપજામિ-અઢાર ભેદે બ્રહ્મચર્યને સ્વિકારૂં છું. અકપ્પં પરિયાણામિ અકલ્પનિક અહારાદિકને છાંડું છું. કપ્પં ઉવસંપજામિ-કલ્પનિક અહારાદિકને સ્વિકારૂં છું. અન્નાણં પરિયાણામિ-અજ્ઞાનને છાંડું છું. નાણં ઉવસંપજામિ-જ્ઞાનને અંગિકાર કરૂં છું. અકિરીયં પરિયાણામિ-મિથ્યાત્વમય અસત્ય કરણીને છાંડું છું. કિરીયં ઉવસંપજામિ-સમતામય સત્ય

ક્રિયાને અંગિકાર કરૂં છું. મિછત્તં પરિયાણામિ—મિથ્યાત્વને છાંડું છું. સમ્મતં ઉવસંપજામિ—સમકિતને સ્વિકારૂં છું. અબોહિ પરિયાણામિ—દુર્બોધપણાનાં કર્તવ્યને છાંડું છું. બોહિ ઉવસંપજામિ—સુબોધપણાને સ્વિકારૂં છું. અમગ્ગં પરિયાણામિ—સત્ય માર્ગથી વિરૂદ્ધ માર્ગને છાંડું છું. મગ્ગં ઉવસંપજામિ—સત્ય માર્ગને સ્વિકારૂં છું. જંસંભરામિ—જે દોષ મને યાદ આવે તે. જં ચ ન સંભરામિ—જે દોષ મને યાદ નથી આવતો તે. જં પડિક્કમામિ—જેનાથી હું નિવર્ત્યો છું તે. જં ચ ન પડિક્કમામિ—જેનાથી હું નિવર્ત્યો નથી તે. તસ્સ સવ્વસ્સ—તે સર્વે. દેવસિયસ્સ—દિવસ સબંધી. અઇયારસ્સ—જે અતિચાર લાગેલ હોય. પડિક્કમામિ—તે થકી નિવર્તુ છું. સમણોહં—હું શ્રમણ છું. સંજય વિરયં—સંયતિ છું. સંસારથી વિરક્ત છું. પડિહય પચ્ચખ્ખાય પાવકમ્મે—પાપ કર્મને આવતા તેને હણવા માટે મેં બધી કરી છે. અનિયાણો દિઠ્ઠી સંપન્નો—ન્યાણાં સહિત સમકિત દૃષ્ટિ સહીત છું. માયામોસં વિવજ્જઓ—માયા કપટ તજી દીધું છે. અઢ્ઢાઇ જેસુ દિવસમુદેસુ—અઢિદ્વિપ અને બે સમુદ્ર ને વિષે. પન્નરસ કમ્મભૂમિસું—પંદર કર્મ ભૂમિનાં ક્ષેત્રને વિષે. જાવંતિ કેઇ સાહુ રયહરણ—જેટલા કોઈ સાધુઓ છે તેઓ રજોહરણ. ગુચ્છગ્ગ—ગોચ્છો. પડિગ્ગહ—પાત્રાં. ધારા—ધારણ કરનાર છે. પંચમહવ્વય ધારા—પાંચ મહાવ્રતનાં ધારણહાર છે.

અઠારસ્સ સાહસ્સ—અઢાર હજાર. સીલંગરથ ધારા—બ્રહ્મચર્ય સહિત સાધુનાં આચારરૂપિ રથનાં ધારણહાર છે. અખ્ખય આયાર ચરિત્તા—અક્ષય ચારિત્રનાં આચરનાર છે. તે સવ્વે સિરસા—તે સર્વને મસ્તક નમાવિને. મણસા—શુદ્ધ અંતઃકરણથી. મથ્થએણં વંદામિ—મસ્તકે કરીને વાંદુ છું.

---

## પાંચ શ્રમણ સૂત્ર વિષેનો સંવાદ નં. ૧૦.

વિવેકચંદ્ર—સ્નેહી બંધુ સુમતિચંદ્ર! અહોહો!!! આજે ઘણાં દિવસે તમારો મેળાપ થયો. કહો, આટલા દિવસ તમે ક્યાં ગયા હતા?

સુમતિચંદ્ર—બંધુ વિવેકચંદ્ર! તમારૂં કહેવું સત્ય છે. આજે લગભગ એકાદ માસ થયા ધાર્મિક વિદ્યાભ્યાસ માટે હું બહારગામ ગયો હતો.

વિવેક૦—વાહ! વાહ! શી આનંદની વાત છે. બંધુ! માનવજીવનની સાફલ્યતા માટે તમે અતિ પરિશ્રમ ઉઠાવો છો. કહો ત્યારે, શ્રમણ સૂત્ર વિષેની દરેક શંકાઓનાં ખુલાસાનો અપૂર્વ લાભ, તમોને ત્યાં કેવો મળ્યો?

સુમતિ૦—એ અનુભવ ગોચર અપૂર્વ આનંદ હું તમોને શબ્દોમાં કેવી રીતે વર્ણવી શકું? ખરેખર, એક

જ્ઞાન દર્શન પ્રતિપન્ન શ્રીમાન્ મહાત્મા રત્નનો સમાગમ; મને વિશેષ ફળીભુત થવા પામ્યો છે.

વિવેક૦—કહો ત્યારે, શ્રમણ સૂત્ર એટલે શું? તે સૂત્રો કેટલા છે? અને તે શા માટે છે?

સુમતિ૦—શ્રમણ સૂત્ર એટલે સાધુને પોતાનાં આદર્શ જીવન માટે વર્તવાનો એક પદાર્થ પાઠ. એ પદાર્થ પાઠનાં પાંચ પેટા ભાગો છે; જેને પાંચ શ્રમણ સૂત્રો કહેવામાં આવે છે. નિદ્રામાં લાગેલ અતિચારોથી મુક્ત થવા માટે પહેલું સૂત્ર; અહારાદિકનાં દોષોથી વિરક્ત થવા માટે બીજું સૂત્ર; શાસ્ત્રાધ્યયનનાં અતિચારોથી અલગ થવા માટે ત્રીજું સૂત્ર; તેત્રીસ બોલનું ચિંતવન કરી વીસ પ્રકારની આસાતનાં ટાળવા માટે ચોથું સૂત્ર; અને શ્રદ્ધાપૂર્વક સત્ય ધર્મને સમજી તેને જીવનમાં ઉતારવા માટે પાંચમું સુત્ર. એમ પાંચ સૂત્રો ક્રમવાર ગોઠવવામાં આવેલ છે.

વિવેક૦—નિદ્રામાં સ્વપ્નાવસ્થાની અંદર જે અતિચારો લાગે છે, તેનો કયા પ્રકારની ‘જાગ્રિકા’માં સમાવેશ થઇ શકે છે?

સુમતિ૦—તેનો સમાવેશ ‘કર્મ જાગ્રિકા’ની અંદર થઇ શકે છે.

વિવેક૦—સ્વપ્ન સબંધીની આલોયણાં લેવા માટેનો અધિકાર, કઇ જાગ્રિકાવાળો ભોગવી શકે છે? તેમજ તેને આલોયણાં લેવાનું શું કારણ છે?

સુમતિ૦–'અશુદ્ધ જાથિકા' અને 'સુદર્શન જાથિકા' વાળાનો તે અધિકાર છે. દર્શનાવર્ણિય કર્મનું વિશેષ પરિબળ હોવાથી તેને તે આલોયણાં લેવી પડે છે.

વિવેક૦–ત્યારે 'શુદ્ધ જાથિકા' કોણ કરી શકે છે?

સુમતિ૦–આત્માર્થિ તત્વજ્ઞાનીઓ તે જાથિકામાં ઓતપ્રોત થઇ શકે છે.

વિવેક૦–બેંતાલીસ, સુડતાલીસ, કે છન્નું દોષ રહિત, અહારાદિક વગેરે કલ્પતા પદાર્થો લેનારને, કેવા પ્રકારનો લાભ પ્રાપ્ત થઇ શકે છે?

સુમતિ૦–'યમ' અને 'નિયમ' નાં પ્રતિપાલન માટેનું અપૂર્વ બળ તે પ્રગટ કરી શકે છે.

વિવેક૦–'યમ' અને 'નિયમ' આપ કોને કહો છો?

સુમતિ૦–પાંચ મહાવ્રત, પાંચ સુમતિ, અને ત્રણ ગુપ્તિ વગેરેનાં યથાર્થ પાલન માટે 'યમ' શબ્દ; અને દશ પ્રકારનો યતિ ધર્મ વિગેરે ઉત્તર ક્રિયાનું રક્ષણ કરવા માટે 'નિયમ' શબ્દ મુકવામાં આવેલ છે.

વિવેક૦–સંયમની આબાદિ માટે કઈ વસ્તુની જરૂર છે?

સુમતિ૦–શાસ્ત્રાધ્યયનનાં ગર્ભ પ્રદેશમાં વિચરી, તત્વજ્ઞાનનું ઉંડું રહસ્ય સમજી લઇ, જીવનની સાથે તેની ગુંથણી કરી, દરેક જરૂરી કાર્યોમાં ઉપયોગ રાખવાની જરૂર છે.

વિવેક૦–ઉપયોગ રાખવાથી આત્માને શું ફાયદો થાય?

સુમતિ૦—આશ્રવકારી ઘટનાની બહાર પ્રવેશ કરી, સંવરમય સ્થિતીનું તેને ભાન થાય છે.

વિવેક૦—ચોથા શ્રમણ સૂત્રમાં તેત્રીસ બોલનું ચિંતવન કરવા માટે ફરમાન છે; તેનું શું કારણ ?

સુમતિ૦—પોતાની સંવરમય સ્થિતિનું યથાર્થ ભાન અહરનિશ તાજું રહે, તેના માટે તે બોલનું ચિંતવન અતિ જરૂરી છે.

વિવેક૦—શ્રદ્ધાપૂર્વક શુદ્ધ ધર્મનું આરાધન કરી, તેના માટે જીવન સમર્પણ કરી દેવાનું શું કારણ હશે ?

સુમતિ૦-કર્મ વેદીમાંથી છુટી, મુકતદશા પ્રાપ્ત કરવા માટે.

વિવેક૦—પ્રિયબંધુ સુમતિચંદ્ર ! તમારૂં તત્વ જ્ઞાન ગહન છે. સત્‌પુરૂષની સોબતમાં રહી, તમે જે અપૂર્વ લાભ ઉઠાવ્યો છે; તે જાણી, આજે હર્ષથી મારૂં હૃદય ઉભરાય જાય છે. ભાઇ ! હવે હું રજા લઇશ.

સુમતિ૦—બંધુ ! જ્ઞાન પિપાસા માટે તમારી આટલી બધી ઉત્કંઠા જોઈ, હું પણ ઘણો ખુશી થયો છું. ભલે ખુશીથી પધારો. હ્યો જયવીર.

વિવેક૦—જયવીર; ભાઇ ! જયવીર.

---

## પહેલા ખામણાં.

પહેલા ખામણાં પંચ મહા વિદેહ ક્ષેત્રને વિષે જયવંતા જે તીર્થંકર દેવ બિરાજે છે; તે જઘન્ય તીર્થંકર ૨૦, અને

ઉત્કૃષ્ટા ૧૬૦; તેમને મ્હારી સમય સમયની વંદણાં હોજો. તે વીસ તીર્થંકરનાં નામ કહું છું. ૧ શ્રી સીમંધર સ્વામી; ૨ શ્રી યુગમંધર સ્વામી; ૩ શ્રી બાહુ સ્વામી; ૪ શ્રી સુબાહુ સ્વામી; ૫ શ્રી સુજાત સ્વામી; ૬ શ્રી સ્વયં પ્રભ સ્વામી; ૭ શ્રી ઋષભાનંદ સ્વામી; ૮ શ્રી અનંત વીર્ય સ્વામી; ૯ શ્રી સૂરપ્રભ સ્વામી; ૧૦ શ્રી વિશાળ-પ્રભ સ્વામી; ૧૧ શ્રી વજ્રધર સ્વામી; ૧૨ શ્રી ચંદ્રા-નન સ્વામી; ૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામી; ૧૪ શ્રી ભુજંગ સ્વામી; ૧૫ શ્રી ઇશ્વર દેવ સ્વામી; ૧૬ શ્રી નેમિપ્રભ સ્વામી; ૧૭ શ્રી વીરસેન સ્વામી; ૧૮ શ્રી મહાભદ્ર સ્વામી; ૧૯ શ્રી દેવજશ સ્વામી; અને ૨૦ શ્રી અ-જીતસેન સ્વામી. તે સ્વામી કેવા છે ? મ્હારી મન મનની, ઘટ ઘટની, અને સમય સમયની વાત જાણી દેખી રહ્યા છે; અનંતુ જ્ઞાન છે; અનંતુ દર્શન છે; અનંતુ ચારિત્ર છે; અનંતુ તપ છે; અનંતુ વીર્ય છે; ખટે ગુણે કરી સહિત છે; ચોત્રિસ અતિ-શયે કરી બિરાજમાન છે. પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણીનાં બોલણહાર છે. એક હજાર અષ્ટ ઉત્તમ લક્ષણે કરી સહીત છે. અઢાર દોષ રહિત છે. બાર ગુણે કરી સહિત છે. ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યાં છે. બાકીનાં ચાર કર્મ પાતળા પાડયા છે. મુક્તિ જવાનાં કામી થકા વિચરે છે. ભવ્ય જીવનાં સંદેહ ભાંગે છે, સજોગી, સશરિરી, કેવળજ્ઞાની, કેવળદર્શની, યથાખ્યાત ચારિત્રનાં ધરણહાર છે. ક્ષાયક સ-

મકિત, શુકલધ્યાન, શુકલ લેશા, શુભ ધ્યાન, શુભ યોગ, ચોસઠ ઇંદ્રના વંદનિક પુજ્યનિક અર્ચનિક છે. પંડિત વિરજ એ આદિ અનંત ગુણે કરી સહિત છે. ધન્ય તે સ્વામિ નાથ ગ્રામાનુગ્રામ, નગર, રાયહાણી, પુર પાટણ, એક ગામથી બીજે ગામ વિહાર કરતા હશે; ત્યાં જીનેંદ્ર દેવરૂપિ સૂર્ય આગળથી ચાલે. તેની વાંસે ગણુધર ચાલે. તેની વાંસે શેષ સાધુ ચાલે. સ્વામીજી પગ ધરે ત્યાં લાખ પાંખડીનું પદ્દ કમળફૂલ થઇ આવે. પાછો પગ ઉપાડે ત્યાં વિસરાળ થઇ જાય. નદી નાળા આવે ત્યાં પાજ બંધાઇ જાય. ખાડા ખાબોચીયા આવે ત્યાં જમીન સરખી થઇ જાય. કાંટા સમે મુખે હોય તો ઉંધે મુખે થઇ જાય. સ્વામી હજારો ગાઉનો વિહાર કરી બાગ બગિચામાં વનપાળકની આજ્ઞા લઇ સમોસરે. દેવતા આવી ત્રેગડા ગઢની રચનાં કરે. ચારે દિશાએ ચાર દરવાજા થઇ આવે. સમોસરણુને મધ્ય ભાગે સ્ફાટક રત્નનું સિંહાસન થઇ આવે. બાર ગણું અશોક વૃક્ષ થઇ આવે. અંબોડાને સ્થળે ભામંડળ થઇ આવે. ઉપર ચોવિસ જોડા ચામરનાં થઇ આવે. વનપાળ જઇ રાજાદિકને વધામણી આપે. બાર પ્રકારની પ્રષદા વ્યાખ્યાન વાણી સાંભળે. સૌ સૌ પોતપોતાની ભાષામાં સમજી જાય. ભવનપતિ અને તેની દેવી; જયોતિષી અને તેની દેવી, વૈમાનિક અને તેની દેવી, મનુષ્ય અને મનુષ્યણી; તિર્યંચ અને તિર્યંચણી; એ બાર પ્રકારની પ્રષદા વ્યાખ્યાન વાણી સાંભળતા કોઇ કોઈનું વેર ઉલશે

નહિ. ધન્ય તે સ્વામિનાથ! જ્યાં જ્યાં દેશનાં દેતા થકા વિચરતા હશે ત્યાં ત્યાં રાઈસર, તલવર, માડંબિ, કોડંબિ, શેઠ, સેનાપતિ, ગાથાપતિ સ્વામિની દેશનાં સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે; દર્શન દેદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે; અસનાદિક ચૌદ પ્રકારનું દાન દઈ કર પવિત્ર કરતા હશે તેને ધન્ય છે. ધન્ય સ્વામિનાથ! આપ પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજો છો. હું મોક્ષાભિલાષી અત્રે બેઠો છઉં. આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે જે કોઈ અવિનય, અસાતનાં, અભક્તિ, અપરાધ કર્યો હોય અને મારા આત્માને વિષે કોઇ પણ જાતનો પાપદોષ લાગેલો હોય તો મન વચન કાયાએ કરી, હાથ જોડી, મસ્તક નમાવી ભુજો ભુજો કરી ખમાવું છું. ( આ ઠેકાણે ત્રણ વખત તિખ્ખુત્તોનો પાઠ ભણી વંદન કરી ખમાવવું. )

---

## પહેલા ખામણાં વિષેનો સંવાદ. નં. ૧૧

ચંપકસેન–મીત્ર વિજયસેન! પ્રતિક્રમણ સૂત્રમાં પાંચ શ્રમણ સૂત્રોનું અધ્યયન કરી ગયા પછી કયો પાઠ આવે છે? અને તે શા માટે મુકયો છે?

વિજયસેન–બંધુ ચંપકસેન! શ્રમણ સૂત્ર પછી પહેલાં ખામણાંનો પાઠ આવે છે. અને તે પાઠ શ્રી અરિહંત દેવની વિસ્તારથી સ્તુતિ કરી, તેમનાં પ્રત્યેનાં થએલ અવિનય માટે ક્ષમા ચાહવા સારૂ મુકવામાં આવેલ છે.

ચંપક૦—તેવા વિદ્યમાન અરિહંત દેવો કેટલા છે? અને તે હાલ કયાં બિરાજે છે?

વિજય૦—જઘન્ય એટલે થોડામાં થોડા ૨૦; અને ઉત્કૃષ્ટા એટલે વધુમાં વધુ ૧૬૦ શ્રી અરિહંત દેવો હાલ વિદ્યમાન છે, અને તે પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજે છે.

ચંપક૦—તે પંચ મહાવિદેહ કયાં આવ્યા?

વિજય૦—કર્મભૂમિમાં આવેલ છે.

ચંપક૦—કર્મભૂમિનાં કયા કયા ભાગોની અંદર આવેલ છે?

વિજય૦—જંબુદ્વીપમાં એક, ધાતકી ખંડમાં બે, અને અર્ધ પુષ્કરદ્વીપમાં બે એમ ત્રણ ભાગોમાં પાંચ ક્ષેત્રો વહેંચાયેલા છે.

ચંપક૦—ઉક્ત તીર્થંકર દેવોએ કેટલા કર્મો ક્ષય કરેલા છે? અને તે કયા કયા?

વિજય૦—ચાર કર્મો ક્ષય કરેલા છે. જ્ઞાનાવર્ણિય; દર્શનાવર્ણિય, મોહનિય; અને અંતરાય એ તેનાં નામો છે.

ચંપક૦—શ્રી અરિહંત દેવ હોય કેવા? અને તે કેવા પ્રકારનો આહાર લઇ શકે?

વિજય૦—તે સાધુજીનાં જેવા હોય. અને તે સાધુજીની માફક અચેત આહાર લઇ શકે?

ચંપક૦—અચેત આહાર તમે કોને કહો છો?

વિજય૦—જેમાં જીવનાં પ્રદેશ ન હોય, તેવા નિર્દોષ અહારને અચેત અહાર કહી શકાય.

ચંપક૦—ત્યારે સચેત અહાર તે કેમ ન કરી શકે?

વિજય૦—તે છકાયનાં પિયર હોવાથી તેવો જીવનાં પ્રદેશવાળો અહાર તે કરી શકે નહીં.

ચંપક૦—શ્રી અરિહંત દેવોનાં ઓઝસમાં મુખ્યત્વે કરીને કયા સદ્‌ગુણોનો આવિર્ભાવ પ્રદર્શિત થાય છે?

વિજય૦—સૌમ્ય નામનાં સદ્‌ગુણનો.

ચંપક૦—બંધુ વિજયસેન! આજે મને તમારા તરફથી અપૂર્વ લાભ મળેલો છે. તે ખાતર આપનો અહેશાન માની હવે હું જવાની રજા લઈશ.

વિજય૦—ભાઇ ચંપકસેન! તમારી માયાળુ પ્રકૃતિ માટે મને બહુ માન છે, ભલે ખુશીથી પધારો. લ્યો જયજીનેંદ્ર.

ચંપક૦—જયજીનેંદ્ર; ભાઇ! જયજીનેંદ્ર.

---

## બીજા ખામણાં.

બીજા ખામણાં અનંતા સિદ્ધ ભગવંતજીને કરૂં છું. તે સિદ્ધ ભગવંતજીનાં ગુણગ્રામ કરતાં જઘન્ય કર્મની ક્રોડું ખપે; અને ઉત્કૃષ્ટો રસ ઉપજે તો આ જીવ તીર્થંકર નામ ગોત્ર ઉપરાજે. તે ચોવિસીનાં નામ. ૧ શ્રી **ઋષભદેવ સ્વામી; ૨ શ્રી અજીતનાથ સ્વામી; ૩ શ્રી**

સંભવનાથ સ્વામી; ૪ શ્રી અભિનંદન સ્વામી; ૫ શ્રી સુમતિનાથ સ્વામી; ૬ શ્રી પદ્મપ્રભ સ્વામી; ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી: ૮ શ્રી ચંદ્રપ્રભ સ્વામી; ૯ શ્રી સુવિધિનાથ સ્વામી; ૧૦ શ્રી શીતળનાથ સ્વામી; ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી; ૧૨ શ્રી વાસુપૂજ્ય સ્વામી; ૧૩ શ્રી વિમળનાથ સ્વામી; ૧૪ શ્રી અનંતનાથ સ્વામી; ૧૫ શ્રી ધર્મનાથ સ્વામી; ૧૬ શ્રી શાન્તિનાથ સ્વામી; ૧૭ શ્રી કુંથુનાથ સ્વામી; ૧૮ શ્રી અરનાથ સ્વામી; ૧૯ શ્રી મલ્લિનાથ સ્વામી; ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી; ૨૧ શ્રી નમીનાથ સ્વામી; ૨૨ શ્રી નેમનાથ સ્વામી; ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી; અને ૨૪ શ્રી મહાવીર સ્વામી. તે એક ચોવિસી, અનંત ચોવિસી અનંતા ભેદે સિઝી બુઝી આઠે કર્મ ક્ષય કરી મુક્તિશીલાને વિષે પધારેલ છે. તે આઠ કર્મનાં નામ. ૧ જ્ઞાનાવર્ણિય; ૨ દર્શનાવર્ણિય; ૩ વેદનિય; ૪ મોહનિય; ૫ આયુષ્ય; ૬ નામ; ૭ ગોત્ર; ૮ અંતરાય. એ આઠે કર્મ ક્ષય કરી મુક્તિશીલાને વિષે પહોંચેલા છે. તે મુક્તિશીલા કયાં છે? સમ પૃથ્વીથી સાતસેં નેવું જોજન ઉંચપણે તારા મંડળ આવે. ત્યાંથી દસ જોજન ઉંચપણે સૂર્યનું વિમાન આવે. ત્યાંથી એંસી જોજન ઉંચપણે ચંદ્રનું વિમાન આવે. ત્યાંથી ચાર જોજન ઉંચપણે નક્ષત્રનું વિમાન આવે. ત્યાંથી ચાર જોજન ઉંચપણે બુધનો તારો આવે. ત્યાંથી ત્રણ જોજન

ઉંચપણે શુક્રનો તારો આવે. તે ઉપર ત્રણ જોજન ઉંચપણે બ્રહસ્પતિનો તારો આવે. ત્યાંથી ત્રણ જોજન ઉંચપણે મંગળનો તારો આવે. ત્યાંથી ત્રણ જોજન ઉંચપણે શનિશ્ચરનો તારો આવે. એમ નવસેં જોજનમાં જ્યોતિષ ચક્ર છે. તે ઉપરાંત અસંખ્યાતા જોજન કોડાકોડી ઉંચપણે બાર દેવલોક આવે.

પહેલું 'સુધર્મા' અને બીજું 'ઈશાન' એ બે દેવલોક જોડાજોડ અર્ધ ચંદ્રમાને આકારે છે. બેય મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. પહેલામાં બત્રિસ લાખ અને બીજામાં અઠાવીશ લાખ વિમાન છે. સતાવીસસેં જોજનનાં ભોંતળીયાં છે. બેયમાં અસંખ્યાતા દેવદેવિઓ રહે છે. તેઓનું દેહમાન સાત હાથનું છે. બે સાગરોપમનું આયુષ્ય છે. બે હજાર વરસે તેઓને અહારની ઇચ્છા ઉપજે ત્યારે માત્ર અમૃતનો ઓડકાર આવે છે. બે પખવાડીએ શ્વાસોશ્વાસ ઉંચો નીચો લીચે મુકે છે. અને એટલા જ પખવાડીએ પાસું ફેરવે છે. તે ઉપર અસંખ્યાતા જોજન ઉંચપણે—

ત્રીજું 'સનતકુમાર' અને ચોથું 'મહેન્દ્ર' એ બેય દેવલોક અર્ધ ચંદ્રમાનાં આકારે મળી પૂર્ણ ચંદ્રમાનાં આકારે છે. ત્રીજામાં બાર લાખ અને ચોથામાં આઠ લાખ વિમાન છે. એ બંનેનાં છવીસસેં જોજનનાં ભોંતળીઆ છે. તેમાં અસંખ્યાતા દેવતા છે, પણ દેવી નથી. તેઓનું દેહમાન છ હાથનું છે અને આયુષ્ય સાત સાગરોપમનું છે. તે

ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે—

પાંચમું ‘બ્રહ્મલોક’ નામે દેવલોક પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં ચાર લાખ વિમાન છે. પચિસસેં જોજનનું ભોંતળીયું છે. તેમાં અસંખ્યાતા દેવતા છે. તેનું દેહમાન પાંચ હાથનું છે અને આયુષ્ય દસ સાગરોપમનું છે. તે ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે—

છઠું ‘લાંતક’ નામે દેવલોક પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં પચાસ હજાર વિમાન છે. તેનું પચીસો જોજનનું ભોંતળીયું છે. તેમાં અસંખ્યાતા દેવતા છે. તેનું દેહમાન પાંચ હાથનું અને આયુષ્ય ચૌદ સાગરોપમનું છે. તે ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે—

સાતમું ‘મહાશુક્ર’ નામે દેવલોક પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં ચાલીસ હજાર વિમાન છે. ચોવિસો જો-જનનું ભોંતળીયું છે. અસંખ્યાતા દેવતા છે. તેનું દેહમાન ચાર હાથનું છે. અને આયુષ્ય સત્તર સાગરોપમનું છે. તે ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે—

આઠમું ‘સહસાર’ નામે દેવલોક પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં છ હજાર વિમાન, ચોવીસો જોજનનું ભોંત-ળીયું, અસંખ્યાતા દેવતા, દેહમાન ચાર હાથનું, અને આયુષ્ય અઢાર સાગરોપમનું છે. તે ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે—

નવમું 'આણુત' અને દસમું 'પ્રાણુંત' નામે બેય દેવલોક અર્ધ ચંદ્રમાને આકારે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં ચારસો વિમાન છે. અસંખ્યાતા દેવતા છે. તેવીસો જોજનનાં ભોંતળીયા છે. દેહમાન ત્રણ હાથનું છે. નવમામાં ઓગણીશ અને દસમામાં વીસ સાગરોપમનું આયુષ્ય છે. તે ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે—

અગિઆરમું 'આરણુ' અને બારમું 'અચુય' નામે બે દેવલોક અર્ધચંદ્રમાને આકારે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં ત્રણસો વિમાન છે. અસંખ્યાતા દેવો છે. તેવીસો જોજનનાં ભોંતળીયા છે. દેહમાન ત્રણ હાથનું છે. અગીઆરમામાં એકવીસ અને બારમામાં બાવીસ સાગરો-પમનું આયુષ્ય છે. બારમાં દેવલોકનો ઈંદ્ર એ સીતાજીનો જીવ છે.

તે ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે નવ ગ્રિવેક વિમાન આવે. તેનાં નામ. ૧ ભદ્દે; ૨ સુભદ્દે; ૩ સુજાએ; ૪ સુમાણુસે; ૫ સુદંસણે; ૬ પ્રિય દંસણે; ૭ આમોહે; ૮ સુપડીબદ્ધે; અને ૯ જસોધરે. પહેલી ત્રિકમાં એકસો અગિઆર વિમાન છે; બીજી ત્રિકમાં એકસો સાત વિમાન છે; અને ત્રીજી ત્રિકમાં એકસો વિમાન છે. તેમાં અસંખ્યાતા દેવો છે. તેનું દેહમાન બે હાથનું છે. તેનું આયુષ્ય ભદ્દેમાં ત્રેવીશ, સુભદ્દેમાં ચોવિસ, સુજાએમાં પચીસ, સુમાણુસેમાં છવીસ, સુદંસણેમાં સત્તાવીસ, પ્રિય-

હંસણેમાં અઠાવીસ, આમોહેમાં ઓગણત્રીસ, સુપડીબદ્ધેમાં ત્રીસ, અને જસોધરેમાં એકત્રીસ સાગરોપમનું છે.

તે ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે પાંચ અનુત્તર વિમાન આવે. તેના નામ–૧ વિજય; ૨ વિજયંત; ૩ જયંત; ૪ અપરાજીત; અને ૫ સર્વાર્થસિદ્ધ. તે હરેકનાં જુદા જુદા એકવીસો જોજનનાં ભોંતળીયા છે. પહેલા ચાર વિમાનનાં દેવોનું આયુષ્ય જઘન્ય એકત્રીસ અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમનું છે. અને સર્વાર્થસિદ્ધ નામે વિમાનમાં જઘન્ય અને ઉત્કૃષ્ટું તેત્રીસ સાગરોપમનું આયુષ્ય છે. પેલા ચાર વિમાનનાં દેવોનું દેહમાન એક હાથનું અને સર્વાર્થસિદ્ધ નામે વિમાનનાં દેવોનું મુંઢા હાથનું છે.

સર્વાર્થસિદ્ધ મહાવિમાનની ધ્વજાથી બાર જોજન ઉંચપણે મુક્તિશીલા છે. તે મુક્તિશીલા કેવી છે? પિસતાલીસ લાખ જોજનની લાંબી પહોળી છે. મધ્યે આઠ જોજનની જાડી છે. ઉતરતાં માખીની પાંખથકી પાતળી છે. ઉજળી, ગોખીર, શંખ, ચંદ્ર, રૂપાનો પટ, મોતીનો હાર, અને ખીરસાગરના પાણી થકી પણ અધિક પ્રકાશમાન છે. તે સિદ્ધશીલા પર ઉંચપણે એક જોજનનાં છેલ્લા ગાઉનાં છઠ્ઠા ભાગને વિષે શ્રી સિદ્ધ ભગવંતજી નિરંજન નિરાકાર બિરાજી રહ્યા છે. તે સ્વામિ કેવા છે? અવર્ણે, અગંધે, અરસે અફાસે, અમૂર્તિ, અવિનાશી, ભુખ નહિ, દુઃખ નહિ, રોગ નહિ, જન્મ નહિ, જરા નહિ, મરણ નહિ, કર્મ નહિ, અનંત

અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે. ધન્ય સ્વામિનાથ! આપ સિદ્ધ ક્ષેત્રને વિષે બિરાજો છે. હું મોક્ષાભિલાષી અહીં બેઠો છું. આપનાં જ્ઞાન દર્શન સબંધી અવિનય, આસાતનાં, અભકિત, અપરાધ કર્યો હોય તો મન વચન કાયાએ કરી હાથ જોડી માન મોડી ભુજો ભુજો કરી ખમાવું છું. ( અહિં તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણી મસ્તક નમાવી વંદ કરીને ખમાવવું. )

---

## બીજા ખામણાં વિષેનો સંવાદ નં. ૧૨.

જ્ઞાનચંદ્ર-સ્નેહી બંધુ વીરચંદ્ર! આત્માની પરમ શાંતિ માટે જે મુકત દશા અનુભવવી જોઇએ; તે મુકત દશાનો અનુભવ, આત્માને કયા ક્ષેત્રમાં મળી શકે તેમ છે? અને તે ક્ષેત્રનું નિવાસસ્થાન હાલ કયાં છે?

વિરચંદ્ર-પ્રિય બંધુ જ્ઞાનચંદ્ર! આત્મા કર્મ રહિત બની, જયારે સિદ્ધ ક્ષેત્રમાં પહોંચે છે, ત્યારે તે મુકતદશાનો ખરો અનુભવ મેળવી શકે છે. આવું સિદ્ધ ક્ષેત્ર, તે લોકને મસ્તકે, અને અલોકને નીચે આવેલું છે.

જ્ઞાન૦-તેવી મુકતદશામાં પ્રવેશ કરવા માટેનાં કેટલા ભેદો છે? અને તે કયા કયા?

વિર૦-તેનાં પંદર ભેદો છે. ૧ તીર્થસિદ્ધા; ૨ અતીર્થસિદ્ધા; ૩ તીર્થંકરસિદ્ધા; ૪ અતીર્થંકરસિદ્ધા; ૫ ગૃહસ્થ લિંગેસિદ્ધા, ૬ અન્યલિંગે સિદ્ધા, ૭ સ્વલિંગે સિદ્ધા; ૮

સ્ત્રીલિંગે સિદ્ધા; ૯ પુરૂષલિંગે સિદ્ધા; ૧૦ નપુંસકલિંગે સિદ્ધા; ૧૧ પ્રત્યેકબુદ્ધ સિદ્ધા; ૧૨ સ્વયંબુદ્ધ સિદ્ધા; ૧૩ બુદ્ધ બોધિ સિદ્ધા; ૧૪ એક સિદ્ધા; અને ૧૫ અનેક સિદ્ધા. આ પંદર ભેદે આત્મા મુકત દશા પ્રાપ્ત કરી શકે છે.

જ્ઞાન૦—સિદ્ધ ક્ષેત્રમાં રહેનારા જીવોની પાસે કેવા પ્રકારની અખૂટ સામગ્રી છે ? અને તેવા જીવો અન્ય ક્ષેત્રમાં સુખ દુઃખ નિમીત્તે કોઈનું ભલુ ભુંડું કરવા માટે ત્યાં જઈ શકે કે નહિં ?

વિર૦—તેની પાસે અનંતુ જ્ઞાન અને દર્શન એ પ્રકારની અખૂટ સામગ્રી છે. તેને કોઇનું ભલું ભુંડું કરવા માટેની ઇચ્છા ઉત્પન્ન થઈ શકે જ નહિં. કેમકે રાગદ્વેષની પ્રણુતીનો ક્ષય કરી તેણે આઠેય કર્મનો નાશ કરેલ છે.

જ્ઞાન૦—કર્મ એટલે શું ?

વિર૦—સંસારમાં રહીને સુખ દુઃખની ઘેલછામાં પ્રવેશ કરાવનાર જે વસ્તુ તેનું નામ કર્મ.

જ્ઞાન૦—કર્મની ધારા પર નૃત્ય કરનાર જીવોને રહેવા માટેનું ક્ષેત્ર, એ સિદ્ધ ક્ષેત્રની અંદર આવેલું છે કે તેથી ભિન્ન છે ?

વિર૦—તે ક્ષેત્ર સિદ્ધ ક્ષેત્રથી તદ્દન ભિન્ન છે. સિદ્ધ ક્ષેત્રમાં કર્મરહીત જીવોને રહેવાનું સ્થાન છે. અને સંસાર ક્ષેત્રમાં કર્મસહીત જીવોને રહેવાનું સ્થાન છે. સિદ્ધ ક્ષેત્ર સિવાયનાં તમામ સ્થાનો એ સંસાર ક્ષેત્રમાં ગણી શકાય છે.

જ્ઞાન૦—બીજા ખામણામાં જે ચોવીસ તીર્થંકર દેવોની નામાવળી દૃષ્ટિગોચર થાય છે તે મહાપુરૂષોની હયાતી કયે સ્થળે અને કયારે થવા પામી હતી ? અને હાલ તેઓ કયાં બિરાજે છે ?

વિર૦—જંબુદ્વીપનાં ભરત ક્ષેત્રની અંદર તે મહાપુરૂષો ઉત્પન્ન થવા પામ્યા હતા. જયારે આ પૃથ્વી પ્રદેશ પરનાં ભરત ક્ષેત્રની અંદર બે ક્રોડાક્રોડી સાગરોપમનો સુસમ દુસમ નામે ત્રીજો આરો વિદ્યમાન હતો, ત્યારે તે આરાની અંતે ચોરાસી લાખ પૂર્વ ત્રણ વરસ ને સાડાઆઠ મહિના જ્યારે બાકી રહેલ, ત્યારે વનિતા નગરીને વિષે નાભી રાજાને ત્યાં મરૂદેવી માતાની કુક્ષીએ પહેલા ઋષભદેવ સ્વામીનો જન્મ થવા પામ્યો હતો. અને બાકીનાં ત્રેવિસ મહાપુરૂષો, એક ક્રોડાક્રોડ સાગરોપમમાં બેંતાલીસ હજાર વર્ષ ઓછાનો દુસમ સુસમ નામે ચોથો આરો જયારે વિદ્યમાન હતો ત્યારે તે ક્રમવાર ઉત્પન્ન થવા પામ્યા હતા. હાલ તે ચોવીસ મહા પુરૂષો કર્મને હણી અક્ષય સુખનાં ભોકતા બનેલ છે.

જ્ઞાન૦—બંધુ વિરચંદ્ર ! સિદ્ધનાં જીવો સબંધી આજે મને બહુ જાણવાનું મળ્યું. વીર તત્વજ્ઞાનનાં સંગ્રહ માટે તમે આટલી બધી કાળજી રાખો છો એ ખરેખર આનંદનો વિષય છે. ભાઇ ! હાલ તો હવે હું રજા લઇશ. વળી અવકાશે વાત.

વિર૦-મિત્ર જ્ઞાનચંદ્ર ! વીરનાં તત્વજ્ઞાન માટેની તમારી તત્પરતા પણ કાંઇ ઓછી નથી. ભલે ઘણી ખુશીથી પધારો. લ્યો જયજીનેન્દ્ર.

જ્ઞાન૦-જયજીનેન્દ્ર; ભાઇ ! જયજીનેન્દ્ર.

---

## ત્રીજા ખામણાં.

ત્રીજા ખામણાં પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા કેવળી ભગવાન બિરાજે છે; તે જઘન્ય બે ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ ક્રોડ કેવળી. તે સ્વામી કેવા છે ? મારા મન મનની, સમય સમયની, અને ઘટ ઘટની વાત જાણી દેખી રહ્યા છે. ચૌદ રાજલોક અંજળી જળ પ્રમાણે દેખી રહ્યા છે. અનંતુ જ્ઞાન છે, અનંતુ દર્શન છે, અનંતુ ચારિત્ર છે, અનંતુ તપ છે, અનંતુ વીર્ય છે, અનંતુ ધૈર્ય છે, ખટે ગુણે કરી સહિત છે, ચાર ઘનઘાતિ કર્મ ક્ષય કર્યા છે, બાકીનાં ચાર કર્મ પાતળા પાડયા છે, મુક્તિ જવાનાં કામી થકા વિચરે છે, ભવ્ય જીવના સંદેહ ભાંગે છે, સજોગી, સશરિરી, કેવળ જ્ઞાની, કેવળ દર્શની છે; યથાખ્યાત ચારિત્રનાં ધરણહાર છે; ક્ષાયક સમકિત, શુકલ ધ્યાન, શુકલ લેશા, શુભ ધ્યાન, શુભ જોગ, પંડિત વીર્ય એ આદિ અનંત ગુણે કરી સહિત છે. ધન્ય તે સ્વામિનાથ ગ્રામાનુગ્રામ, નગર, રાયહાણી, જ્યાં જ્યાં દેશનાં દેતા થકા વિચરતા હશે ત્યાં રાઇસર, તલવર,

માડંબી, દ્રોડંબી, શેઠ, સેનાપતિ, ગાથાપતિ, સ્વામીની દેશ-નાં સાંભળી કાન પવિત્ર કરતા હશે તેને ધન્ય છે. અસના-દિક ચૌદ પ્રકારનું દાન દઈ કર પવિત્ર કરતા હશે તેને ધન્ય છે. સ્વામીનાં દર્શન કરી દેદાર પવિત્ર કરતા હશે તેને ધન્ય છે. ધન્ય સ્વામીનાથ આપ તો પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજો છો, હું મોક્ષાભિલાષિ અહીં બેઠો છું. આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સબંધી અવિનય, આસાતનાં, અ-ભક્તિ, અપરાધ કર્યો હોય તો મન વચન કાયાએ કરી હાથ જોડી માન મોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી ખમાવું છું. (તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણી મસ્તક નમાવી બે હાથ જોડી વંદનની સાથે ખમાવવું.)

---

## ત્રીજા ખામણાં વિષેનો સંવાદ. નં. ૧૩

પુનમ૦—સ્નેહી બંધુ લલુભાઇ! શ્રી પ્રતિક્રમણ સૂત્રમાં, જે ત્રિજા ખામણાની ગુંથણી કરવામાં આવી છે; તેનું શું કારણ હશે?

લલુ૦—પ્રિયબંધુ પુનમચંદ! શ્રી અરિહંત દેવ, અને શ્રી સિદ્ધ પરમાત્માને ખમાવ્યા બાદ શ્રી કેવળીજીને ખમા-વવા માટેનો નંબર ત્રીજો આવે છે. માટે તે ખામણાંની ગુંથણી પણ ત્રીજે નંબરે જ હોવી જોઈએ.

પુનમ૦—શ્રી કેવળજી એટલે શું? અને વળી તેને ખમાવવાનું શું કારણ હશે?

લલ્લુ૦—' કેવળ જ્ઞાન ' અને ' કેવળદર્શન ' ને ધારણ કરનાર જે કોઇ આત્માઓ હોય તે બધા શ્રી કેવળી ભગવાન કહેવાય. આવા મહાન્ પુણ્યશાળી આત્માઓનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ સંબંધી કોઇપણ જાતનો આપણાંથી અવિનય અભક્તિ અપરાધ થયો હોય તો તેને વિશુદ્ધ ભાવે ખમાવી લેવાની ખાસ જરૂર છે.

પુનમ૦—આપણાં ભરત ક્ષેત્રમાં હાલ કેટલા કેવળી વિદ્યમાન છે?

લલ્લુ૦—એકેય નહિં.

પુનમ૦—જ્યારે એમ છે; તો પછી તેની ક્ષમાપના માટે, ત્રીજા ખામણાંની ગુંથણી, શ્રી પ્રતિક્રમણ સૂત્રમાં કરવાની શી જરૂર છે?

લલ્લુ૦—શ્રી કેવળીજી આપણાં ભરત ક્ષેત્રમાં નથી એ વાત બરાબર છે. પણ પંચ મહાવિદેહ ક્ષેત્રમાં હાલ તેઓ વિદ્યમાન છે. માટે સૂત્રકારે જે દીર્ઘદ્રષ્ટિ વાપરી છે તે અસ્થાને નથી.

પુનમ૦—તેવા શ્રી કેવળીજીની સંખ્યા કેટલી હશે?

લલ્લુ૦—જઘન્ય બે ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ ક્રોડ છે.

પુનમ૦—શ્રી કેવળીજીને શેષ રહેલા જે ચાર કર્મો ખપાવવા બાકી રહી જાય છે તે ચાર કર્મો કયા કયા છે?

લલ્લુ૦—૧ વેદનીય, ૨ આયુષ્ય, ૩ નામ, અને ૪ ગોત્ર. એ ચાર કર્મો ખપાવવા બાકી રહે છે.

પુનમ૦–લોકાલોકનું સ્વરૂપ કોણ જાણી દેખી રહ્યું છે ?

લલ્લુ૦–શ્રી કેવળીજી ભગવાન.

પુનમ૦–લોકનાં મુખ્ય વિભાગ કેટલા છે? અને તે કયા કયા ? તેમજ દરેક વિભાગોની અંદર કોણ કોણ રહે છે ?

લલ્લુ૦–તેનાં મુખ્ય વિભાગ ત્રણ છે. ઉર્દ્ધ લોક કે જેમાં વૈમાનિક દેવો રહે છે; અધો લોક કે જેમાં ભવનપતિ અને નારકી પ્રમુખ રહે છે; અને ત્રિછો લોક કે જેમાં મનુષ્ય અને તિર્યંચ પ્રમુખ રહે છે.

પુનમ૦–બંધુ લલ્લુભાઈ! વીરનું તત્વજ્ઞાન જાણવા સબંધી મેં આપને જે પ્રશ્નો કરી, આપનો કિંમતી ટાઇમ રોકેલો છે તેને માટે ક્ષમા ચાહું છું.

લલ્લુ૦–ભાઇ ! તેના માટે વળી ક્ષમા હોય ખરી કે? આવા ઉપયોગી અને ધાર્મિક કાર્યમાં વખતનો સદ્ ઉપયોગ થવો એના જેવું મહદ્ ભાગ્ય બીજું કયું હોઇ શકે ? કહો જયવીર.

પુનમ૦–જયવીર; ભાઈ! જયવીર.

---

## ચોથા ખામણાં.

ચોથા ખામણાં ગણધરજી, આચાર્યજી, ઉપાધ્યાયજીને કરૂં છું. તે ગણધરજી બાવન ગુણે કરી સહિત છે;

આચાર્યજી છત્રીસ ગુણે કરી સહિત છે, ઉપાધ્યાયજી પચિસ ગુણે કરી સહિત છે. મારા ધર્મ ગુરૂ, ધર્માચાર્ય, ધર્મોપદેશનાં દાતાર, મહા પુરૂષ, પંડિતરાજ, મુનિરાજ, ગીતાર્થ, બહુ-સૂત્રી, સૂત્ર સિદ્ધાંતનાં પારગામિ વિગેરે સાધુ મુનિરાજો આળોવી, પડિક્કમી, નિંદી, નિઃસલ્ય થઈને પ્રાયઃ દેવગતિને વિષે પધાર્યા છે તેમનો ઘણો ઉપકાર છે. હાલ વર્તમાન કાળે તરણ તારણહાર, તારૂણી નાવ સમાન, રત્નચિંતામણી સમાન, પારસમણી સમાન, જિન શાસનનાં શણગાર, એવી અનેક ઉપમાએ કરી જે જે સાધુ મુનિરાજો વીતરાગ દેવની આજ્ઞામાં બિરાજે છે, તેને મારી સમય સમયની વંદણાં હોજો.

તે સ્વામી કેવા છે? પંચ મહાવ્રતનાં પાલણહાર છે; પાંચ સુમતિ અને ત્રણ ગુપ્તીનાં ધારણહાર છે; છકાયનાં પિયર; સાત ભયનાં ટાળણહાર; આઠ મદનાં ગાલણહાર; નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યનાં પાલણહાર છે. દસવિધ યતિ ધર્મનાં અજવાળિક; અગિઆર શ્રાવકની પડિમા; અને બાર ભિખ્ખુની પડિમાનાં જાણનાર છે; સત્તરભેદે સંયમનાં ધરણ-હાર છે; બાવિસ પરિસહનાં જીતનાર છે; સત્તાવીસ સાધુનાં ગુણે કરી સહિત છે. ધન્ય મહારાજ તમે ગ્રામાનુગ્રામ, નગર, પુર, પાટણને વિષે બિરાજો છો; હું મોક્ષાભિલાષી અહિં બેઠો છું. આજનાં દિવસ સબંધી આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે જે અવિનય, અભક્તિ, અપરાધ

થયો હોય તો મન વચન કાયાએ કરી, હાથ જોડી માન મોડી ભુજો ભુજો કરી ખમાવું છું. ( તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વખત બોલી મસ્તક નમાવી બે હાથ જોડી વંદન કરતાની સાથે ખમાવવું. )

---

## ચોથા ખામણાં વિષેનો સંવાદ નં. ૧૪

ફતેહસિંહ–સ્નેહી બંધુ માનસિંહજી! ગણધરજી, આચાર્યજી, અને ઉપાધ્યાયજીનાં થયેલ અવિનય માટે ક્ષમા ચાહવા વિષેની સંપૂર્ણ હકીકત કયા ખામણામાં આવે છે?

માનસિંહ–પ્રિય બંધુ ફતેહસિંહજી! ચોથા ખામણાની અંદર તેની સર્વ માહેતી આપવામાં આવી છે.

ફતેહ૦–ગણધરજી, આચાર્યજી, અને ઉપાધ્યાયજીની ડીગ્રી મેળવવા માટે પ્રથમ તેઓને કયા વર્ગમાંથી પસાર થવું પડે છે?

માન૦–સાધુત્વ નામનાં વર્ગમાંથી પસાર થયા પછી જ ક્રમે ક્રમે તે ડીગ્રીઓ પ્રાપ્ત થઇ શકે છે.

ફતેહ૦–એ ત્રિપુટીનો પ્રાયે કરીને ગુણોનો સરવાળો કેટલો આવે છે?

માન૦–એકસો તેરનો આવે છે.

ફતેહ૦–એ ત્રિપુટીમાં પહેલો નંબર કોનો આવે છે?

માન૦–ગણધરજીનો. કેમકે તે સર્વથી મોટા છે.

ફતેહ૦–ત્યારે બીજો નંબર કોનો સમજવો ?

માન૦–આચાર્યજીનો.

ફતેહ૦–આચાર્યજીની પદવી કયારે પ્રાપ્ત થઇ શકે ?

માન૦–જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર; એ પાંચ આચારનું વિશુદ્ધ ભાવે પાલન કરી બીજાને પણ તેનું યથાર્થ પાલન કરાવવા માટે પ્રવૃતિ સેવે, ત્યારે આચાર્યજી થઇ શકે.

ફતેહ૦–ઉપાધ્યાયજી આપ કોને કહો છો?

માન–અપૂર્વજ્ઞાન પામવાને માટે, અને પોતાની નિ-ર્જરાને માટે શુદ્ધ સૂત્રાર્થ પોતે ભણે અને બીજાને ભણાવવા માટે પ્રયત્નશીલ થાય ત્યારે તેને ઉપાધ્યાયજી કહી શકાય.

ફતેહ૦–તેવા સૂત્રો હાલ કેટલા વિદ્યમાન છે ? અને તે કયા કયા ?

માન૦–૩૨ છે. ૧૧ અંગ; ૧૨ ઉપાંગ; ૪ મુળ; ૪ છેદ; અને ૧ આવશ્યક સૂત્ર. એ તેનાં નામો છે.

ફતેહ૦–એ સૂત્રોનું પઠન પાઠન કયારે કરી શકાય ?

માન૦–બત્રીસ પ્રકારની અસઝાયને ટાળી દઇ ગમે તે વખતે તેનું પઠન પાઠન થઇ શકે છે.

ફતેહ–એ બત્રીસ પ્રકારની અસઝાય આપ કોને કહો છો ?

માન૦–૧ નજીકમાં હાડકાં પડેલાં હોય; ૨ માંસ

પડેલું હોય; ૩ લોહી પડયું હોય; ૪ વિષ્ટા પડી હોય; ૫ પાસે સ્મશાન હોય; ૬ ચંદ્રગ્રહણ હોય; ૭ સૂર્યગ્રહણ હોય; ૮ મોટું પ્રખ્યાત માણસ ગુજરી ગયું હોય; ૯ રાજ્યમાં કોઇ મહાન વિઘ્ન હોય; ૧૦ નજીકમાં પચેંદ્રીનું કલવેર પડયું હોય; ૧૧ તારો ખરેલ હોય; ૧૨ દસે દિશાઓ પડી ગયા જેવી લાલ થઈ ગઈ હોય; ૧૩ અકાળે ગાજવિજ થતી હોય, ૧૪ અકાળે વિજળી થતી હોય; ૧૫ અકાળે આકાશમાં કડાકા થતા હોય; ૧૬ બીજનાં ચંદ્રને રોજ ચાર ઘડી; ૧૭ આકાશમાં નૂતન ચિન્હો જણાતા હોય; ૧૮ ધુમસ હોય; ૧૯ ઠાર તથા ઝાકળ હોય; ૨૦ અતિ તોફાની પવન વાતો હોય; ૨૧ અસાડ સુદ પુનમ; ૨૨ અસાડ વદ ૧; ૨૩ ભાદરવા સુદ ૧૫; ૨૪ ભાદરવા વદ ૧; ૨૫ કારતક સુદ પુનમ; ૨૬ કારતક વદ ૧; ૨૭ ચૈત્ર સુદ પુનમ; ૨૮ ચૈત્ર વદ ૧; ૨૯ પ્રભાતે સૂર્ય ઉગ્યા પછી બે ઘડી; ૩૦ મધ્યાન્હે બે ઘડી; ૩૧ સૂર્ય અસ્ત થયા પછી બે ઘડી; અને ૩૨ મધ્યરાત્રિએ બે ઘડી; એમ બત્રીસ પ્રકારની અસઝાય છે.

ફતેહ૦—બંધુ! ધાર્મિક જ્ઞાન સબંધી તમારી સમજણ ઘણી ઉંડી છે. આપને આપેલી તકલીફ માટે ક્ષમા ચાહી હવે હું જવાની રજા લઇશ.

માન૦—મિત્ર! ક્ષમાની કિંચિત્ માત્ર પણ જરૂર નથી.

ભલે ખુશીથી પધારો. વળી અવકાશે મળજો હો. લ્યો જયવીર.

ફતેહ૦—જયવીર; ભાઈ ! જયવીર.

---

## પાંચમાં ખામણાં.

પાંચમાં ખામણાં પાંચ ભરત, પાંચ ઇરવત, ને પાંચ મહાવિદેહ, અઢિદ્વીપ ક્ષેત્રને વિષે જે સાધુ સાધવી બિરાજે છે; તે જઘન્ય બે હજાર ક્રોડ સાધુ સાધવી, ને ઉત્કૃષ્ટ નવ હજાર ક્રોડ સાધુ સાધવી. તેને મારી સમય સમયની વંદણાં હોજો. તે સ્વામિનાથ કેવા છે? પંચ મહાવ્રતનાં પાલનહાર છે; પાંચ સુમતિએ સુમતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા; છ કાયનાં રક્ષક; સાત ભયનાં ટાળણહાર છે; આઠ મદનાં ગાળનાર; નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યનાં પાલનહાર; દસવિધ યતિધર્મનાં અજવાળીક; અગીઆર શ્રાવકની પડિમા; બાર ભિક્ષુની પડીમાનાં જાણ છે; સત્તર ભેદે સંજમનાં પાળનાર છે; બાવિસ પરિસહનાં જીતણહાર છે; સાધુજીનાં સત્તાવીસ ગુણે કરી સહિત છે; ત્રીસ મોહનીયકર્મનાં ટાળનાર છે; બેંતાલીસ સુડતાલીસ તથા છન્નું દોષરહીત અહારાદિકનાં લેનાર છે; બાવન અણાચારનાં ટાલણહાર છે; સચેતનાં ત્યાગી, અચેતનાં ભોગી; કંચન કામનિનાં ત્યાગી; માયા મમતાનાં ત્યાગી; સમતાનાં સાગર, દયાનાં આગર, જીનકલ્પી, સ્થિવર કલ્પી,

આદિ અનેક ગુણે કરી સહિત છે; ધન્ય સ્વામિનાથ! આપ તો ગ્રામાનુગામ, નગર, પુર, પાટણને વિષે બિરાજો છો. હું અત્રે બેઠો છું. આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ સબંધી અવિનય, આસાતનાં, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી ખમાવું છું. ( આ સ્થળે તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણી નમસ્કારની સાથે ખમાવવું. )

---

## પાંચમાં ખામણાં વિષેનો સંવાદ. નં. ૧૫

કાંતિ૦—પ્રિયબંધુ મગનલાલ! વીરપ્રણિત સૂત્રનાં ન્યાય મુજબ વર્તનાર દરેક સાધુ સાધવી કે જેનાં થએલ અવિનય માટે ક્ષમા યાચવા સારૂ, સૂત્રકારે કયા ખામણાની અંદર ખાસ ફરમાન આપેલું છે?

મગન૦—સ્નેહી બંધુ કાંતીલાલ! તેવું ફરમાન સૂત્રકારે પાંચમાં ખામણાની અંદર આપેલું છે.

કાંતિ૦—સાધુ એટલે શું? અને તેવા વીતરાગી સાધુનું લક્ષણ કેવું હોવું જોઇએ?

મગન૦—આશ્રવને સર્વથા પ્રકારે ટાળી, સંવર ભાવને પોષી, ફળની ઈચ્છા વિનાં કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી આત્મ સાધન કરનાર, તેનું નામ સાધુ. 'યમ' તથા 'નીયમ' નાં પ્રતિપાલન માટે સ્વાત્મભોગનું બલીદાન આપવા કમર કસવી એ જ સાધુતાનું લક્ષણ હોવું જોઇએ.

કાંતિ૦–'યમ' અને 'નીયમ' માં કયા કયા વિષયોનો સમાવેશ થઇ શકે છે?

મગન૦–'યમ' નામનાં વર્ગની અંદર પાંચ મહાવ્રત, પાંચ સુમતિ, અને ત્રણ ગુપ્તિ વિગેરે મૂળ ગુણનું યથાર્થ પાલન અને 'નિયમ' નામનાં વર્ગની અંદર દસ પ્રકારનો યતિ ધર્મ વિગેરે ઉત્તર ગુણનું પાલન; એ પ્રમાણે તે ઉભય વર્ગમાં સમાવેશ થઇ શકે છે.

કાંતિ૦–પાંચ મહાવ્રત, પાંચ સુમતિ અને ત્રણ ગુપ્તિ કઇ કઇ?

મગન૦–૧ પ્રાણાતિપાત; ૨ મૃષાવાદ; ૩ અદત્તાદાન; ૪ મૈથુન; અને ૫ પરિગ્રહ. એ પાંચ મહાવ્રત. ૧ ઇર્યા-સુમતિ; ૨ ભાષા સુમતિ; ૩ એખણાં સુમતિ; ૪ આયાણું ભંડ મત્ત નિખેવણીયા સુમતિ; અને ૫ ઉચ્ચાર પાસવણ ખેળ જલ પારિઠાવણીયા સુમતિ એ પાંચ સુમતિ. અને ૧ મન ગુપ્તિ; ૨ વચન ગુપ્તિ; ને ૩ કાય ગુપ્તિ એ ત્રણ ગુપ્તિ સમજવી.

કાંતિ૦–દસ પ્રકારે યતિ ધર્મ આપે બતાવ્યો તો તે દસ પ્રકાર કયા કયા છે?

મગન૦–૧ ખંતી; ૨ મુત્તિ; ૩ અજવે; ૪ મદવે; ૫ લાઘવે; ૬ સચે; ૭ સંજમે; ૮ તવે; ૯ અકંચને; અને ૧૦ બંભચેરવાસે. એ દસ પ્રકાર સમજવા.

કાંતિ૦–'પ્રાણાતિપાત' થી ' પરિગ્રહ ' સુધીનાં પાંચ વ્રત્તોને આપે મહાવ્રતોની ઉપમાં આપી તે કેવી રીતે ? તેમજ તે દરેક મહાવ્રતો પ્રથક્ પ્રથક્ કેટલા કેટલા દોષોનાં ભાંગાઓ રહીત પાળવાનાં છે ?

મગન૦–તે પાંચ વ્રત્તો સાધુઓને નવકોટીએ પાળવાનાં છે. એટલે તેને મહાવ્રતોની ઉપમાં આપી છે. પેલું મહાવ્રત ૮૧ દોષ રહિત; બીજું ૩૬ દોષ રહિત; ત્રીજું ૫૪ દોષ રહિત; ચોથું ૨૭ દોષ રહિત; અને પાંચમું ૫૪ દોષ રહીત. એમ દરેક વ્રત્તો તે તે પ્રકારનાં દોષોને વર્જી તેઓને પાળવાનાં છે.

કાંતિ૦–એ પાંચે મહાવ્રતોનાં કુલ ૨૫૨ જે દોષોનાં આપે ભેદો બતાવ્યા તે કેવી રીતે છે ?

મગન૦–પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો, વનસ્પતિ; બેરંદ્રી, તેરંદ્રી, ચૌરંદ્રી, અને પંચેંદ્રી એમ ૯ પ્રકારનાં જીવોને ૯ કોટીએ ગુણતા ૮૧ ભાંગા થયા. આ ભાંગા પેલા મહાવ્રતનાં સમજવા. ક્રોધ, હાસ્ય, ભય, અને લોભ એ ચાર પ્રકારે અસત્ય ભાષાને ૯ કોટીએ ગુણતા ૩૬ ભાંગા થયા. આ ભાંગા બીજા મહાવ્રતનાં સમજવા. અલ્પ ચોરી, ઘણી ચોરી, નાની ચોરી, મોટી ચોરી, સચેત ચોરી, અને અચેત ચોરી એ છ પ્રકારને ૯ કોટીએ ગુણતા ૫૪ ભાંગા થયા. આ ભાંગા ત્રીજા મહાવ્રતનાં સમજવા. દેવતાની સ્ત્રી,

મનુષ્યનો સ્રી, અને તિર્યંચની સ્રી એ ત્રણ પ્રકારને ૯ કોટી-એ ગુણતા ૨૭ ભાંગા થયા. આ ભાંગા ચોથા મહાવ્રતનાં સમજવા. અને અલ્પ પરિગ્રહ, ઘણો પરિગ્રહ, નાનો પરિગ્રહ, મોટો પરિગ્રહ, સચેત પરિગ્રહ, ને અચેત પરિગ્રહ એ છ પ્રકારને ૯ કોટીએ ગુણતાં ૫૪ ભાંગા થયા. આ ભાંગા પાંચમાં મહાવ્રતનાં સમજવા.

કાંતિ૦—બંધુ મગનલાલ! સાધુત્વની ખરી ઓળખાણ કરાવવા માટે હું તમારો અહેશાન માનું છું. હાલ તો મારે એકાદ જરૂરી કાર્ય હોવાથી હું આપની રજા લઇશ.

મગન૦—ઘણી ખુશીથી પધારો. લ્યો જયવીર.

કાંતિ૦—જયવીર; ભાઇ! જયવીર.

પાંચ ખામણાં પુરા થયા પછી ઉભા થઇ જો સાધુ મુનિરાજ બિરાજતા હોય તો તેમને અને ન બિરાજતા હોય તો ઇશાન ખુણા તરફ શ્રીમાન્ મંદીર સ્વામીને પંચ અંગ નમાવી સવિનય પૂર્વક તિખ્ખુત્તોનાં ત્રણ પાઠથી વંદન કરી તેઓને ખમાવવું.

---

## છઠ્ઠા ખામણાં.

છઠ્ઠા ખામણાં અઢી દ્વીપમાંહિ, અઢિ દ્વીપ બહાર અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાને કરૂં છું. તે શ્રાવકજી કેવા

છે ? હું'થી દાને, શિલે, તપે, ભાવે કરી અધીક છે. બે વખત આવશ્યક પ્રતિક્રમણનાં કરનાર છે. મહિનામાં બે, ચાર, અગર છ પોષાનાં કરણહાર છે. સમકિત સહિત બાર વ્રતધારી અગિઆર પડિમાનાં સેવનહાર છે. જીવ અજીવ આદિ નવ તત્ત્વનાં જાણનાર છે. ત્રણ મનોરથનાં ચિંતવનાર છે. એકવીસ શ્રાવકને ગુણે કરી સહિત છે. દુબળા પાતળા જીવની દયાનાં આણનાર છે. પરધન પથ્થર બરોબર લેખે છે. પરસ્ત્રી માતા બેન બરોબર લેખે છે. દ્રઢધર્મિ, પ્રિયધર્મિ, ધર્મનો રંગ હાડહાડની મીંજાએ લાગી રહ્યો છે. એવા શ્રાવક શ્રાવિકા સંવર, પોષા, પ્રતિક્રમણને વિષે બીરાજતા હશે તેને આજનાં દિવસ સબંધી અવિનય, આસાતનાં, અભક્તિ કરી હોય તો ભુજો ભુજો કરી ખમાવું છું.

---

## છઠ્ઠા ખામણાં વિષેનો સંવાદ. નં. ૧૬.

**નેમચંદ**—બેટા ભોગીલાલ ! વીર શાળામાં તારો વિદ્યાભ્યાસ કયાં સુધી પહોંચ્યો છે ?

**ભોગીલાલ**—પૂજ્ય પિતાશ્રી ! પ્રતિક્રમણ સૂત્રની અંદર છઠા ખામણાં સુધીનો મારો વિદ્યાભ્યાસ પૂર્ણ થયો છે.

**નેમ૦**—કહે ત્યારે, છઠા ખામણાં કોને ઉદ્દેસીને બોલવામાં આવે છે ?

**ભોગી૦**—તે ખામણાં શ્રાવક શ્રાવિકાને ઉદ્દેસીને બોલવામાં આવે છે.

**નેમ૦**—કેવા સદ્ગુણોયુક્ત હોય તે શ્રાવક કહી શકાય

**ભોગી૦**—ગંભીર, શૌમ્ય, દયાર્દ્ર, સમજુ, લજ્જાવં સમદ્રષ્ટિ, દીર્ઘદ્રષ્ટિ, સત્યપ્રેમી, ઉપકારપાલક, અબાધી માર્ગ સંશોધન, લોકપ્રિય, અપયશ ભીરૂ, ગુણાનુરાગી અ પરહિતપ્રિય આદિ સદ્ગુણોથી જે અલંકૃત હોય તે શ્રાવક પણાને યોગ્ય ગણી શકાય છે.

**નેમ૦**—ત્યારે હાથમાં માળા લઈ, મોહપતિ, પથરણ રજોહરણ ઇત્યાદિ ધાર્મિક ઉપગરણો ધારણ કરી, ઉપાશ્ર આદિ વિશુદ્ધ ભૂમિમાં કેટલીક આદર્શ ક્રિયાઓ કરના શું શ્રાવકપણાને યોગ્ય નથી ?

**ભોગી૦**—એમાં દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવાનો છે. એકાં અને અનેકાંત નય એમ ઉભય નયોને આ વખતે આપ સ્વિકારવા પડશે. પણ એટલું તો ચોક્કસ છે કે—નિયમિ સામાયિક, પ્રતિક્રમણ આદિ ધાર્મિક ક્રિયા કરનારાઓ જ્યા કુડ કપટ અને છળ પ્રપંચથી અન્યનાં પ્રાણ ચુસી લે માટે રાક્ષસી સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે તેનું શ્રાવકપ માત્ર ભોળી દુનિયાને ઠગવા રૂપેજ છે, એમ કહેવા કિંચિત્ માત્ર પણ અતિશયોકિત નથી. શાણી કુદરત આ પ્રકારની ઠગ પ્રવૃત્તિ કદિ પણ સહન કરી શકેજ નહિં નિર્વિવાદ છે.

**નેમ૦**—છઠા ખામણાની યોજનાં માટે સૂત્રકારનો હેતુ હશે ?

ભોગી૦—સાંસારિક માયાવી ભૂમિમાં માયાને વશ થઇ, પ્રાયે કરીને દરેક મનુષ્ય, વિવિધ પ્રકારનાં ઝેર, વેર, કજીયા, કંકાસો ઉત્પન્ન કરે છે. આ એક ખૂનિ પ્રવૃત્તિ છે. આપસ આપસમાં હૃદય શુદ્ધથી તેના માટે માફા માફી ચાહી, હવે પછી તેવું વર્તન ન થવા પામે, તેના માટે તૈયારી સૂચક તે ખામણાં છે.

નેમ૦—ખમાવવુ એટલે શું ? અને તે ક્ષમાપનાં કોની સાથે હોઇ શકે ?

ભોગી૦—દોષીત ઉભય પાત્રોએ આપસ આપસમાં એક બીજાનાં દોષ પ્રગટ કરી, અરસપરસ ક્ષમા દેવી અને લેવી, એનું નામ ખમાવવું કહી શકાય. ખરી ક્ષમાપનાં જેની સાથે મન દુઃખ થયું હોય તેની જ સાથે હોવી જોઇએ.

નેમ૦—ત્યારે હાલની બાહ્ય પ્રવૃત્તિ માટે તમો શું ધારો છો ?

ભોગી૦—આજે ગલીએ ગલીએ, ચકલે ચકલે, અને મહોલે મહોલે, અનેક સ્ત્રી પુરૂષોનાં વૃંદો વસ્ત્રાભુષણો ધારણ કરી આપસ આપસમાં 'હું તમોને ખમાવું છું' એવા શબ્દોનો ધ્વનિ કરતાં દ્રષ્ટિગોચર થાય છે. એટલુંજ નહિં પણ, દેશ પરદેશ ક્ષમાપનાની કંકોત્રીઓ બીડી લાખો રૂપીયાનું પાણી આ ખમાવવાનાં બાનાએ થાય છે. એ પ્રવૃત્તિએ એક જાતની આત્મઘાતિ પ્રવૃત્તિ છે. આવી પ્રવૃત્તિનો સદંતર નાશ થવો જોઇએ.

નેમ૦–ભાઈ ! આવું તને કોણે સમજાવ્યું. કાહાકદ-મીથી ચાલ્યા આવતા રીવાજ ઉપર પગ મુકવો એ શું યોગ્ય છે ? ગમે તેમ હોય, પણ એ બાને ખમાવાનો રીવાજ શું ખોટો છે ?

ભોગી૦–પુજ્ય પિતાશ્રી ! આધુનિક વિચાર પ્રગતિનાં જમાનામાં હવે તેવી પોલ ચાલી શકે તેમ નથી. બધા દેવ દેવીઓ અને છેવટે ભગવાનને પણ ઠગવાની ઠગબાજીમાં વાણીયો પહેલે નંબર ગણાય છે તે આનું નામ. સંવત્સરીનું પ્રતિક્રમણ જેમ તેમ વેઠ રૂપે કરી લઈ ‘ ખમાવા ’નો ડોળ કરનાર ડોળઘાલુ શ્રાવકો, જો શ્રાવકપણાનાં કર્ત્તવ્યથી માહીતગાર થવા ઇચ્છે, તો તેને ઘણું જાણવાનું મળી શકે તેમ છે.

નેમ૦–બેટા ભોગીલાલ ! તારી સ્વતંત્ર વિચાર શક્તિ ઉપર હું આફ્રિન છું. આવી વીરત્વ શિક્ષણ પદ્ધત્તિનો ઉપયોગ તારી વીરશાળામાં થાય છે, એ જાણી હું વધારે ખુશ થાઉં છું. બેટા ! ચિરંજીવી રહે.

ભોગી૦–તીર્થસ્વરૂપ પૂજ્ય પિતાશ્રી ! આપની શુભાશિષ ફળો.

---

છઠા ખામણા બોલી લીધા પછી નીચે મુજબ શરૂ-આત કરવીઃ–સાધુ સાધવીને ખમાવું છું. શ્રાવક શ્રાવિકાને ખમાવું છું. સમકિતદ્રષ્ટિ જીવને ખમાવું છું. ઉપકારી બાઇ

**ભાઈને ખમાવું છું. ચોરાસી લક્ષ જીવાયોનીના જીવને ખમાવું** છું. સાત લાખ પૃથ્વીકાય, સાતલાખ અપકાય, સાતલાખ તેઉકાય, સાતલાખ વાઉકાય, દસલાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બેલાખ બેરંદ્રી, બેલાખ તેરંદ્રી, બે લાખ ચૌરંદ્રી, ચારલાખ નારકી, ચારલાખ દેવતા, ચારલાખ તિર્યંચ, પંચેંદ્રિ ચૌદલાખ મનુષ્યની જાતી; એ ચોરાસી લક્ષ જીવાયોનીનાં જીવને હાલતા ચાલતા, ઉઠતા બેસતા, અજાણપણે હણ્યાં હોય, હણાવ્યા હોય; છેદ્યા હોય, ભેદ્યા હોય; પરિતાપનાં નામ કિલામનાં ઉપજાવી હોય તો અનંત સિદ્ધ કેવળીની સાખે તસ્સ મિચ્છામી દુક્કડં.

**ખામેમિ સવ્વે જીવા**–હું સર્વે જીવોને ખમાવું છું. **સવ્વે જીવાવી ખંમતુમે**–સર્વે જીવો મારો અપરાધ ક્ષમા કરજો. **મિત્તિમે સવ્વ ભુએસુ**–મારે સર્વ જીવો સાથે મિત્રાઇ છે. **વેર મઝં ન કેણઈ**–મારે કોઇની સાથે દુશ્મનાઈ નથી. **એવમહં આલોઈયં**–એ પ્રમાણે દોષો આળોઇને. **નિંદીયં**–આત્માની સાક્ષીએ એ દોષોનો ત્યાગ કરીને. **ગ્રહીયં**–એવા દોષ રહીત સદ્‌ગુણોનો સ્વિકાર કરીને. **દુગંછીય**–જે દોષીત કાર્ય છે તેની દુગંછા કરીને. **સવ તિવીહેણં**–મન, વચન અને કાયાએ કરીને સર્વે પાપો. **પડિકંતો**–તેનું પ્રાયશ્ચિત કરૂં છું. **વંદામી**–નમસ્કાર કરૂં છું. **જિણચઉવીસં**–ચોવીસ જિન તીર્થંકરોને.

અતિચાર આળોવ્યા, પડિક્કમીયા, નિંદ્યા, નિશલ્ય

થયા. વિશેષે **અરિહંત**, **સિદ્ધ**, **કેવળી**, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધવી, ગુરૂ આદિને ભુજો ભુજો કરી ખમાવ્યા છે.

( આ ઠેકાણે **ઇચ્છામી ખમાસમણાંનો** પાઠ **બે વખત** બોલવો. )

સ્વામિનાથ! **સામાયિક એક**, **ચોવિસંથો બે**, **વંદણાં ત્રણ**, અને **પ્રતિક્રમણ ચાર**; એ ચાર આવશ્યક પુરા થયા. તેના વિષે કોઇ પણ જાતનો પાપ દોષ લાગ્યો હોય; તો અનંતા સિદ્ધ કેવળી ભગવંતજીની સાક્ષીએ તસ્સ મિચ્છામી દુક્કડં.

---

## પાંચમો આવશ્યક.

**દેવસી પ્રાયશ્ચિત**–દિવસ સંબંધીનું પાપ. **વિશુદ્ધનાર્થં**–તેને વિશુદ્ધ કરવા માટે. **કરેમી** કાઉસગ્ગં–કાયા સ્થિર રાખીને કાઉસગ્ગં કરૂં છું.

આ ઠેકાણે **પ્રથમ નવકારનો**, **બીજો કરેમી ભંતેનો**, **ત્રીજો ઇચ્છામી ઠામિ કાઉસગ્ગંનો**, અને **તસ્સઉત્તરીનો** એમ દરેક પાઠો આખા બોલી જઇ પછી **ધર્મધ્યાનનો** યાતો **ચાર લોગસ્સનો કાઉસગ્ગં** કરવો. કાઉસગ્ગ પાળી લીધા પછી આખો **લોગસ્સનો** પાઠ બોલી પછી ઉકડુ આસને **ઇચ્છામી ખમાસમણાનો** પાઠ **બે વખત** કહેવો. ત્યાર **પછી નીચે** મુજબ કહેવું કે–

સ્વામિનાથ ! **સામાયિક એક, ચોવિસંથો બે, વંદણાં ત્રણ, પ્રતિક્રમણ ચાર,** અને કાઉસગ્ગં **પાંચ;** એ **પાંચ** આવશ્યક પુરા થયા. તેને વિષે **અતિક્રમ, વ્યતિક્રમ અતિચાર, અજાણતા** જે કોઈ પાપ દોષ લાગ્યો હોય તો અનંત સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષીએ તસ્સ મિચ્છામી દુક્કડં.

---

## છઠ્ઠો આવશ્યક.

આ સ્થળે ઉભા થઈ સવિનયે ગુર્વાદિને વંદણાં કરી છઠા આવશ્યકની આજ્ઞા માગવી અને પછી બને તો સુર્યોદય સુધી અને તેમ ન બને તો અમુક વખતની મર્યાદા સુધી ચૌવિહારનાં પ્રત્યાખ્યાન કરવા, તે નીચે મુજબ–

**ચઉવિહં પિઆહારં**–ચાર પ્રકારનાં આહાર. **અસણં**–અન્ન. **પાણં**–પાણી. **ખાઇમં**–મેવાદિક. **સાઇમં**–મુખવાસ. **અન્નથાણા ભોગેણં**–અજાણતાં કોઇ વસ્તુ મુખમાં નખાઈ જાય તેનો આગાર. **સહસ્સાગારેણં**–બળાત્કારે મોઢામાં કોઇ વસ્તુ કોઇ નાંખી દીયે તેનો આગાર. **સવ્વ સમાહિ વતિયા ગારેણં**–શરીરે અસમાધી થાય તો તેનો આગાર. **અપ્પાણં વોસિરામી**–તે સિવાય અશુભ જોગમાં જતા આત્માને તજું છું.

સ્વામિનાથ ! **સામાયિક એક, ચોવિસંથો બે, વંદણાં ત્રણ, પ્રતિક્રમણ ચાર, કાઉસગ્ગં પાંચ, અને છઠ્ઠા**

પચ્ચખ્ખાણ. તેને વિષે કાનો, માત્રા, મિંડી, પદ, ઓછું, અધીકું, વિપરીત, ભણાણું હોય; અને અજાણતા મારા આત્માને કોઇ પણ જાતનો પાપ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ કેવળી ભગવંત તમારી સાક્ષીએ તસ્સ મિચ્છામી દુક્કડં.

મિથ્યાત્વનું પ્રતિક્રમણ, અવ્રતનું પ્રતિક્રમણ, કષાયનું પ્રતિક્રમણ, પ્રમાદનું પ્રતિક્રમણ, અશુભ યોગનું પ્રતિક્રમણ, બીંયાસી બોલનું પ્રતિક્રમણ, એને વિષે અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, એ વિગેરે અજાણતા જે દોષ લાગેલો હોય તો તે તસ્સ મિચ્છામી દુક્કડં.

ગયા કાળનું પ્રતિક્રમણ, વર્તમાન કાળનાં સંવર, આવતા કાળનાં પચ્ચખ્ખાણ, કરેમી મંગળં, મહા મંગળં થય થુઇ મંગલં.

અહીં ત્રણ નમોથ્થુણં બોલવા.

ૐ શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !



## નગ્ન સત્ય.

पढमं नाणं तउदया, एवं चिठइ सव्व संजए।
अनाणी किं कांहि, किंवा, नाहिइ छेय पावगं॥

દશવૈકાલીક સૂત્ર.

**અમોએ લખેલ પુસ્તકો પૈકીનાં, "સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત આવૃતી ત્રીજી" અને "પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત, આવૃતિ ત્રીજી" એ બન્ને પુસ્તકો માટે જાહેર પત્રો અને વિદ્વાનોએ આપેલા થોડાએક**

# અભીપ્રાયો

"**શ્રી સ્થાનકવાસી જૈન,**" પાક્ષિક પત્ર. વર્ષ ૪ થું; અંક ૮ મો. સંવત ૧૯૮૨ જુન સને ૧૯૨૬. જણાવે છે કે,—

શ્રી સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત; તથા પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત. લેખક અને પ્રકાશક મંગળજી હરજીવન ચિતળીઆ. જૈનશાળા શિક્ષક—માંગરોળ.

ભાઈ ચિતળીઆ આપણી કોમનાં ઉગતા સારા લેખક છે. જૈનશાળા શિક્ષક તરીકેનો ઘણાં વર્ષોનો સારો અનુભવ ધરાવે છે. વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ સંપાદન કરવામાં કેવા પ્રકારની મુશ્કેલીઓ નડે છે; તેનો અનુભવ હોય તેમ જણાય છે. આ સામાયિક અને પ્રતિક્રમણસૂત્રમાં સંવાદોની નવી શૈલી દાખલ કરી છે. દરેક પાઠને અંતે એકેક સંવાદ મુકયો છે. આ સંવાદથી દરેક પાઠનો હેતુ, મતલબ બહુ સરળતાથી સમજી શકાય છે. હાલમાં વાંચનમાળાની સિરીઝ સબંધે ઉહાપોહ થઇ રહ્યો છે. × × × વાંચનમાળાની સિરીઝ તો વિદ્યાર્થીઓની સાથે રહી, એમની મુશ્કેલી સમજી શકે એવા હાથે તૈયાર થવા પામે તો વધુ સફળતા મળે. અને તેમાં ભાઈ ચિતળીઆ જેવા ઉત્સાહી અને ધાર્મિક શિક્ષણમાં રસલેનારા ભાઇને યોગ્ય ઉત્તેજન આપી તૈયાર કરવામાં આવે તો ભવિષ્યમાં ઉપયોગી થઈ પડે.

બધા સંવાદો વાંચી જોયા છે. વિદ્યાર્થીઓને ઉપયોગી, સાદા, સરળ અને મનોરંજક છે.

---

શ્રી સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ ઑફીસની માલીકીનું સાપ્તાહીક પત્ર **"જૈન પ્રકાશ"** વર્ષ ૧૩ મું. અંક ૩૭ મો તા. ૧૮-૮-૨૬.

સામાયિકસૂત્ર અર્થ સંવાદો સહીત; અને પ્રતિક્રમણસૂત્ર અર્થ સંવાદો સહીત લેખક અને પ્રકાશક મંગળજી હરજીવન ચીતલીઆ.

આમાં વિશેષતા એ છે કે, દરેક પાઠોની નિચે સંવાદો મુકેલા છે, સંવાદોથી બાળકોનાં હૃદયમાં સારી શ્રદ્ધા બેસી જાય છે. એટલે સંવાદોવાળાં પુસ્તકો આદરણિય છે.

---

પ્રસિદ્ધ વક્તા શ્રી જેઠમલજી સ્વામી સં. ૧૯૮૩ ના શ્રાવણ સુદ ૩ શુક્રવારને રોજ રામપુરાથી લખે છે કે—

**માસ્તર મંગળજી હરજીવન ચિતળીઆ, મુ. માંગરોળ.**

**મહાશય !**

તમારા તરફથી ચોપડીયો બે પૈકી એક પડિકમણાની અને એક સામાયિકની એમ બન્ને સાથે અભિપ્રાયાર્થે મળ્યા જે સહર્ષ સ્વિકારવામાં આવ્યા. મનન કરતાં ઉક્ત પુસ્તકમાં વિશેષ સાથે નૂતનતા જોવામાં આવી કે તેમાં ગમતની સાથે જ્ઞાન આપે તેવી શૈલીયૂક્ત સંવાદો દરેક આવસ્યક અને પાઠનાં અંતે દાખલ કરવામાં આવ્યા છે. જે સંવાદોદ્વારા પુસ્તકના સાર અને તેની ખરી જરૂરીઆત સાથે આવસ્યક ધર્મનું ખરૂં ભાન થાય છે. આજકાલ મોટો ભાગ પોતે શું બોલે છે? તે અર્થનાં અભાવે માત્ર પોપટીયા જ્ઞાનની માફક ફોનોગ્રાફની પેઠે બોલી જાય છે. કિન્તુ તાત્પર્યથી અનાભિજ્ઞ હોવાથી તેને કિંવા શ્રવણ કરનાર શ્રોતાને તેમાં જોઇએ તેવો રસ

આવતો નથી તેથી અર્થ શિખવા સાથે આ નવી પદ્ધતિથી બાળકોને શિક્ષણ આપવામાં આવે તો જરૂર કંટાળ્યા વિના જ્ઞાન મળશે. સંવાદોની શૈલી પશ્ચિમના વાતાવરણમાંથી ઉદ્ભવી છે. અને તેનું પૂર્વની પ્રજાએ એટલે આપણે અનુકરણ કર્યું છે. દરેક વિષયમાં દરેક માન તે પ્રજા ખાટી જાય છે. આપણા નસીબમાં કેમ જાણે સર્જાયુંજ ન હોય ? રેસીટેશનની પ્રથમ શરૂઆત આપણા સમાજમાં પંડીતરાજ, કવિવર્ય, પ્રસિદ્ધ સમર્થ વકતા નાનચંદ્રજી સ્વામીએ કરી સમાજને ખરો રસ ચખાડયો. ત્યાર પછી તેનું અનુકરણ કવચિત્ થતું અવલોકવામાં આવે છે. પરંતુ આવી રીતે સામાયિક પડિકમણાની સાથે તેના સાર રૂપે ગુંથેલી સંવાદોની સંકલનાં આજે પહેલ વહેલી જ જોવામાં આવે છે, જે જોઈ ઘણો જ આનંદ થાય છે અને તેનો સવિશેષ પ્રચાર થવા સાથે દરેક જૈનશાળા છુટથી તેનો લાભ લીયે તેમ અમો ઇચ્છિએ છીએ. સુજ્ઞેષુ કિં બહુના.

**જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી**ના હુકમથી મુનીશ્રી જેઠમલજી.

---

શ્રીમાન્ યોગનિષ્ટ મુનિ મહારાજ **શ્રી ગીરધરલાલજી સ્વામી** (ગો. સં.) ધ્રોળથી સં. ૧૯૮૩ ના ભાદરવા સુદ ૧૧ શનીવારને રોજ લખે છે કે—

તમારા તરફથી સામાયિક અર્થ સંવાદોવાળું પુસ્તક એક તથા પ્રતિક્રમણ સંવાદોવાળું પુસ્તક એમ બે પુસ્તકો અભિપ્રાય અર્થે મળ્યા. આ પુસ્તકોનાં દરેક સંવાદો ઘણી જ સારી શૈલીથી લખાએલ છે. અને તેથી બાળકોને સારૂં જ્ઞાન ગમતની સાથે મળી શકે તેમ છે. ગોખણીયા જ્ઞાન કરતાં આવી શૈલીથી બાળકોને જ્ઞાન આપવામાં આવે તો વધારે પ્રકાશ થવા પામે. સંવાદોની શૈલી એવી તો અનુભવ જ્ઞાનથી રચવામાં આવેલ છે કે બાળકો તો શું પણ રેક મોટી ઉમરના

શ્રાવક શ્રાવિકાને પણ ઉપયોગી છે. તે વાંચવાથી સમજી શકાય છે. અહીંની જૈન શાળામાં તમારા તે પુસ્તકો પૈકીનાં થોડા સંવાદો બાળકોએ તૈયાર કરી ભજવી બતાવેલ છે.

---

શ્રીમાન્ જ્ઞાન દર્શન પ્રતિપન્ન **મુનિશ્રી માણેકચંદજી સ્વામી** ( બોટાદ સંપ્રદાય ) ધ્રાંગધ્રેથી તા. ૮–૯–૨૬ ને રોજ લખી જણાવે છે કે—

સામાયિક અર્થ સંવાદોવાળી, અને પ્રતિક્રમણ અર્થ સંવાદોવાળી એમ બે પ્રત મળી. આ બુકો ઘણી સારી તેમજ નાનાં બાળકોને તેમજ સામાયીક પડિકમણાનાં અભ્યાસીઓને બહુજ ઉપયોગી અને ઘણું જ્ઞાન સંપાદન કરાવે તેવી છે કારણ કે પ્રશ્નો તથા જવાબથી બુદ્ધિ ખીલે તેવું હોઈ અભ્યાસ પણ સહેલાઇથી થોડા વખતમાં થઇ જવાપણું છે.

---

સ્વર્ગસ્થ પ્રસિદ્ધ વક્તા **મુનિ મહારાજશ્રી નાગજી સ્વામી** કચ્છ–માંડવીથી તા. ૨૩–૮–૨૬ ને રોજ લખે છે કે—

તમારા તરફથી અભિપ્રાય અર્થે આવેલી સામાયિક અને પ્રતિક્રમણની એમ બે પ્રતો મળી છે. તેમાંના દરેક સંવાદો બહુ સારા છે. આ દરેક સંવાદો જ્યાં જ્યાં જૈનશાળા અને કન્યાશાળા હોય ત્યાં ત્યાં વધારે ઉપયોગી છે.

---

પ્રસિદ્ધ લેખક **મુનિશ્રી આંબાજી સ્વામી** (ગોંડલ સંપ્રદાય) પોરબંદરથી તા. ૪–૮–૨૬ ને રોજ લખે છે કે—

સામાયીક અને પ્રતિક્રમણ ચોપડીયો મળી. આપે તે ખાતર સારો પ્રયાસ કરેલો છે. જૈન ધર્માનુયાયીઓને વધારે ઉપયોગી છે.

---

રા. રા. **રાવસાહેબ ઠાકરસી મકનજી ઘીયા** જુનાગઢથી તા. ૨૦–૮–૨૬ ને રોજ લખે છે કે–

તમારી સામાયક તથા પ્રતીક્રમણની બુકો બે અર્થ સંવાદોવાળી મળી છે. તે બુકો નાનાં બાળકોને જૈનશાળામાં વાપરવા ઘણીજ ઉપયોગી છે. અને ઘણી જ સારી છે.

---

સ્વર્ગસ્થ ઉત્સાહી બંધુ **વનીચંદ પોપટભાઈ** દફતરી મોરબીથી તા. ૨૪–૮–૨૬ ને રોજ લખે છે કે—

તમારી તરફથી સામાયક અને પ્રતિક્રમણની અર્થ અને સંવાદો-વાળી ચોપડીઓ બે મને મળી છે. આ ચોપડીઓ માટે ઘણો પરિશ્રમ ઉઠાવી જે સંવાદો દાખલ કર્યા છે; તે સ્તુતિપાત્ર ને ઉપયોગી છે. આપ જેવા ઉત્સાહી જૈન યુવકને આપણી જૈન સમાજે મદદ કરી હોય તેમ મને જણાતું નથી. તે માટે ખેદ થયો છે.

---

સ્થા. જૈન કોન્ફરન્સ—સોરઠ પ્રાંત, પ્રાંતિક સેક્રેટરી શ્રીયુત રા. રા. **પુરૂષોતમ ઝવેરચંદ** પારેખ તા. ૧૭–૩–૨૬ ને રોજ લખે છે કે—

તમારી સામાયક અને પ્રતીક્રમણ અર્થ અને સંવાદોવાળી બે પ્રતો મને મળી છે. આ પુસ્તકોની શૈલી અસરકારક અને આવકાર-દાયક તથા સહેલી છે.

---

સાહિત્ય રસીક, પ્રસિદ્ધ લેખક, **મુનિ મહારાજશ્રી વિનયચંદ્ર-જી સ્વામી** ભાવનગરથી તા. ૨૫–૮–૨૬ ને રોજ લખે છે કે—

તમારા તરફથી સામાયક અને પ્રતીક્રમણની બુકો બે મળી છે. તેમાં સંવાદો બહુ સારા છે. જૈન બાળકોને ખાસ વિશેષ જ્ઞાન થવાના હેતુભુત છે. બુકો ઘણી જ સારી છે.

---

સામાયિક અર્થ સંવાદો સહિત આવૃતિ ચોથી માટે
જાહેર પત્રો અને વિદ્વાનોએ આપેલા થોડાએક

# અભીપ્રાયો



**શ્રી જૈન સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલયના ઑ. મેને. શ્રીયુત ઘેલાભાઇ પ્રાણલાલ શાહ કસોલથી તા. ૧-૨-૧૯૨૯ ને રોજ લખે છે કે:—**

સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત આવૃતી ૪ થીનું એક પુસ્તક તમારા તરફથી મળ્યું. આ પુસ્તકની અંદર સામાયિકનાં મૂળ પાઠો, તેની સામે મુળના અર્થ પાઠની રીતે આપ્યા છે, અને દરેક પાઠ પછી તે પાઠના વિસ્તૃત ભાવાર્થ માટે એકેક સંવાદ પણ આપેલો છે.

સામાયિક સૂત્રની ઘણી ચોપડીઓ બહાર પડેલી છે, પરન્તુ તેમાં મોટે ભાગે તદ્દન ટુંકા કે જે બાળકોને સહેલાઇથી સમજી ન શકાય તેવા ભાવાર્થો આપેલા હોય છે. જ્યારે આ પુસ્તકમાં ભાવાર્થ અને સંવાદ ઘણી સરળ ભાષામાં લખાએલા છે.

તમે એક જૈનશાળામાં શિક્ષક છો તે ઉપરથી બાળકોનું હાર્દ સમજીનેજ આ પુસ્તકની યોજના કરી છે, અને તે યોજના ખરેખર ઘણી ફતેહમંદ નિવડી છે. તેના સમર્થનમાં આ પુસ્તકની ચોથી આવૃતી જોવામાં આવે છે.

કુમળી વયનાં બાળકોનાં મગજ જગતની વ્યવસાયી અને ગંદા ધમાલથી તદ્દન નિરાળા હોય છે, અને તે અવસરે જ 'સામાયિક સૂત્ર' જેવા અતિ ઉપયોગી પુસ્તકોનું મનન પઠન વિદ્વાન અધ્યાપકો મારફત થતું રહે તો આજે મોટી વયનાં બાળકોમાં જે માત્ર

**અક્ષરજ્ઞાન જ** જોવામાં આવે છે તેને બદલે 'સામાયિક સૂત્ર' નું ખરૂં રહસ્ય જોવામાં આવી શકે.

બાળકોને સંવાદ ઘણાં પ્રિય હોય છે, અને તે માટે ઉત્સાહ પણ ઘણો હોય છે. તો આવા સંવાદવાળા પુસ્તકો દરેક જૈન શાળામાં વાપરવામાં આવે તો જૈન સમાજને મોટો લાભ થાય.

સામાયિકના મૂળ પાઠોને તમોએ જેમ વિસ્તારથી ભાવાર્થ લખી સમાજ ઉપર ઉપકારનું કામ કર્યું છે, તેવીજ રીતે 'ઉત્તરાધ્યયન' જેવા ઉત્તમોત્તમ સૂત્રનો સરળ ભાષામા અર્થ લખી છપાવો તેવી મ્હારી ખાસ માગણી છે.

આવા શુભ કાર્યોમાં તમારી લેખક શક્તિ અને પ્રવૃત્તિ પ્રતિદિન વધે તેવી મ્હારી ભાવના છે.

---

શ્રી સ્થા૦ જૈન કોન્ફરન્સ ઓફીસની માલીકીનું સાપ્તાહિક પત્ર **"જૈન પ્રકાશ"** વર્ષ ૧૬ મું. અંક ૧૭ મો. તા. ૩–૩–૨૯ ના રોજ જણાવે છે કે:—

સંવાદોદ્વારા સામાયિકનાં ભિન્ન ભિન્ન પાઠોની પૂરી સમજુતી આપવાની આ પુસ્તકમાં સ્વીકારવામાં આવેલી પદ્ધતિ સુંદર છે. સંવાદો રચવામાં કલાદૃષ્ટિને સ્થાન અપાય તો પ્રયત્ન ખીલી ઉઠે તેવો છે. દસથી પંદર વર્ષના વિદ્યાર્થીઓ માટે આ આવૃત્તીનું વાંચન રસપ્રદ બને એવું છે.

---

રા૦ રા૦ રાવ સાહેબ **ઠાકરશી મકનજી ધ્રીયા** જુનાગઢથી તા. ૧૬–૩–૨૯ નાં પત્રથી જણાવે છે કે:—

તમોએ સામાયીક અર્થ સંવાદોવાળી જે ચોપડી હાલમાં છપાવી છે તે નાનાં બાળકોને સહેલી રીતે સમજી શકાય તેવી રીતે સારા ટાઇપમાં છપાવેલ હોવાથી તમોને ધન્યવાદ આપવામાં આવે છે.

શરૂઆતમાં એકદમ નાના બાળકો માટે 'સામાયીક સમજુતીવાળું' એક બીજું પુસ્તક પણ તમે છપાવેલું છે તે પણ મોટા ટાઇપથી સારી લિપીમાં છપાવેલું હોવાથી બાળકો તમોને જરૂર આશીર્વાદ આપશે.

સેવાપ્રેમી રા૦ રા૦ **મનમોહનદાસ કપુરચંદ ગોસળીઆ** પોરબંદરથી તા૦ ૨૨-૩-૨૯ નાં પત્રમાં લખી જણાવે છે કે:—

સામાયીક અર્થ સંવાદોવાળું પુસ્તક શુદ્ધ, આકર્ષક, અને બહુ સારૂં થયું છે. જૈનશાળાઓમાં તે દાખલ થવા પુરી જરૂર છે. આપ તેને માટે પ્રયાસ જારી રાખશો. અહીંની જૈનશાળા માટે મેં ભલામણ કરી છે.

---

સાહીત્ય રસીક રા૦ રા૦ **જીવાભાઇ ઈશ્વરભાઈ ભણસાળી** પાલણપુરથી તા૦ ૨૫-૩-૨૯ નાં પત્રમાં લખે છે કે:—

આપની સામાયિક અર્થ સંવાદવાળી ચોપડી મને મળી છે. જમાનાને અનુસરી કામ ચિત્તાકર્ષક બન્યું છે. ધર્મનાં આવા પુસ્તકો, સંવાદો, કથાઓ, અને ચરીત્રોથી ભરપુર થાય એ ઇચ્છવાયોગ્ય છે.

વિગેરે વિગેરે ઘણાં અભિપ્રાયો મળેલા છે. જોઇએ તો લખો:—

**મંગળજી હરજીવન ચિતલીઆ**

**જૈન બુકસેલર**

**( માંગરોળ બંદર—( કાઠીયાવાડ )**

નાઠ ક૦ સામાયિક અર્થ સંવાદો સહીત આ૦ ૪ થી કિં. ૦-૨-૦, સોનાં રૂ. ૧૧—૦—૦.

પ્રતિક્રમણ અર્થ સંવાદો સહીત આવૃતિ ૪ થી કિં. ૦-૮-૦, સોનાં રૂ. ૩૭—૮—૦.

સામાયીક સમજુતીવાળું કિં. ૦-૧-૦ સોનાં રૂ૦ ૫) પાંચ.

પ્રતિક્રમણ અર્થ વગર મોટા ટાઇપ કિં. ૦—૪—૦ સોનાં રૂ. ૨૦-૦-૦.